समाधौ ब्रह्मतेजो वै व्याप्नुवत्ककुभो दश । सोऽपश्यत्सर्वदा वर्णी तत्र नाराणं न तु ॥२८॥
असन्तुष्टो व्याकुलश्च तदाऽसौ गुरुमाह तम् । समाधिसिद्धिं प्राप्तोऽहं स्वामिन्करुणया तव ॥२९॥
ब्रह्मतेजो निराकारं तत्र पश्यामि केवलम् । साकारं ब्रह्म कृष्णं तु नैव पश्याम्यभीप्सिम् ॥३०॥
अत्युद्विग्नमना अस्मि श्रीकृष्णेक्षां विना गुरो । अपूर्णकाममात्मानं मन्येऽहं च स्वकं किल ॥३१॥
तदा गरुः प्राह कृष्णस्तेजो दृष्टं निराकृति । एष एवास्ति यद्वर्णिन्नाकारस्त्वस्ति मायिकः ॥३२॥
साकारस्य विनाशोऽस्ति निराकारस्य नास्ति सः । इत्युक्त उद्धवस्तेन सद्योऽमूर्च्छन्नराधिप ॥३३॥
प्रापोच्छ्वासं मुहूर्तान्ते रुरोदस ततो भृशम् । हर्याकारं नषेधन्तं हित्या प्राङ्निर्ययौ ॥३४॥
गुरुणा वार्यमाणोऽपि नास्थादिच्छुःस तत्र सन् । साकार ब्रह्मसिद्धान्तस्थापकं मार्गितुं गुरुम ॥३५॥
रामानुजपदे स स्यादित्यवधार्य सः मुन्निः । हरेरतिप्रियं क्षेत्रं श्रीरङ्गाख्यं ययौ नृप ॥३६॥
तत्र श्रीरङ्गदेवस्य मन्दिरान्तिक एव सः । स्वावासमकरोद्वर्णी भगवन्तं स्मरन् हृदि ॥३७॥
कावेर्यां प्रत्यहं स्नात्वा नित्यकर्म विधाय च । चकार नियमेन श्रीरङ्गनाथस्य दर्शनम् ॥३८॥

---

રામાનંદ મુનિ સમાધિમાં દશે દિશામાં વ્યાપતું બ્રહ્મ તેજ હંમેશાં જોતા હતા પણ બ્રહ્મતેજમાં નારાયણનું દર્શન પામતા ન હતા. (૨૮) ત્યારે અસંતુષ્ટ બનેલા અને આકુળવ્યાકુળ થયેલા રામાનંદ મુનિ ગુરુને કહેવા લાગ્યા : હે સ્વામિન્ ! આપની કૃપાથી હું સમાધિદશાને પામ્યો છું. (૨૯) સમાધિમાં કેવળ એક નિરાકાર બ્રહ્મતેજને જોઉં છું પણ મને પ્રિય એવું સાકાર કૃષ્ણાખ્ય બ્રહ્મ તો નથી જ દેખાતું. (૩૦) તેથી હે ગુરો ! શ્રીકૃષ્ણના દર્શન વગર હું અતિ ઉદ્વેગયુક્ત મનવાળો થઈ ગયો છું અને પોતાના જીવાત્માને અપૂર્ણ મનોરથવાળો માનું છું. (૩૧) ત્યારે ગુરુ બોલ્યા : હે વર્ણિ ! નિરાકાર જે તેજ તમે જોયું તે જ કૃષ્ણ છે. જે આકાર છે તે માયિક છે. (૩૨) આકૃતિનો વિનાશ છે. આકારરહિતનો વિનાશ નથી. હે નરાધિપ ! આ પ્રમાણે કહેવાયેલા ઉદ્ધવ (રામાનંદ મુનિ) તત્કાળ જ મૂર્ચ્છા પામ્યા. (૩૩) પછી તે મુનિ બે ઘડી પછી મૂર્ચ્છાના અંતમાં ઉચ્છ્વાસ પામ્યા. પછી ખૂબ રડવા લાગ્યા. શ્રીહરિને નિરાકાર કહેતા ગુરુનો ત્યાગ કરીને પૂર્વ તરફ ચાલ્યા. (૩૪) ત્યારે ગુરુ આત્માનંદે ખૂબ રોક્યા છતાં ત્યાં રોકાયા નહિ. અને સાકાર બ્રહ્મના સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારા સદ્‌ગુરુને શોધવા માટે નીકળ્યા. (૩૫) હે રાજન્ ! તેવા ગુરુ રામાનુજાચાર્યના આશ્રમમાં હોય એવો નિર્ણય કરીને રામાનંદમુનિ શ્રીહરિને અતિ પ્રિય એવા શ્રીરંગક્ષેત્રમાં ગયા. (૩૬) ત્યાં વર્ણિ રામાનંદમુનિ હૃદયમાં ભગવાનનું સ્મરણ કરતાં તે શ્રી રંગદેવ ભગવાનના મંદિરના સમીપમાં જ પોતાનો નિવાસ કર્યો. (૩૭) ત્યાં દરરોજ કાવેરી નદીમાં સ્નાન કરી, વિધિપૂર્વક નિત્યકર્મ કરી. નિયમપૂર્વક શ્રી રંગનાથ પ્રભુનાં દર્શન કરતા હતા. (૩૮)

प्रत्यक्षभगवद्दीक्षासाधनस्य च देशिकम् । गवेषमाणौ व्यदधाद्वैष्णवानां समागमम् ॥३९॥
साकारतास्थापकानि परस्य ब्रह्मणो हरेः । सच्छास्त्राणि श्रोतुमनाः स आसीच्च नराधिप ॥४०॥
अथ रामानुजाचार्यचरित्रेणोपबृंहितम् । प्रपन्नामृतनामानं ग्रन्थं तत्राश्रृणोन्नृप ॥४१॥
ततः श्रीवैष्णवाचार्यं श्रीरामानुजमेव सः । इयेष देशिकं कर्तुं सिद्धदेहस्थितं सदा ॥४२॥
ग्रन्थांश्च तत्कृतान् प्रीत्या साकारब्रह्मनिश्चयान् । शुभावानुदिनं स्वस्य श्रीभाष्यादीन् स्ववल्लभान् ॥४३॥
श्रीमद्रामानुजस्यासौ नाम्नाष्टोत्तरं शतम् । पपाठानुदिनं भक्तया दध्यौ तं च यथाश्रुतम् ॥४४॥
इत्थं विदधतस्तस्य मासत्रयमगान्नृप । पञ्चम्यां मधुमासेऽथ तस्य स्वप्नमभूत्प्रगे ॥४५॥
साक्षाद्रामानुजाचार्यं तत्रापश्यत्त्रिदण्डिनम् । कानया सूर्यप्रतीकाशं दिव्यदेहं सुलोचनम् ॥४६॥
पुण्ड्राणि द्वादशोर्ध्वानि बिभ्रतं सस्मिताननम् । प्राणमत्तमवेत्याशु श्रीमन्नाथं स लक्षणैः ॥४७॥
स उवाच यतीन्द्रस्तं बद्धाञ्जलिवस्थितम् । वरं वरय मद्वर्णिर्न रामानुजमवेहि माम् ॥४८॥

---

પ્રત્યક્ષ ભગવાનના દર્શનમાં કારણભૂત ગુરુને શોધતા રામાનંદ મુનિ વૈષ્ણવોનો સમાગમ કરતા હતા. (૩૯) હે નરાધિપ ! રામાનંદ મુનિ પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીહરિના સાકારપણાનું પ્રતિપાદન કરનારાં સછાસ્ત્રો સાંભળવાના મનવાળા હતા. (૪૦) હે રાજન્ પછી રામાનુજાચાર્યના ચરિત્રથી ભરપૂર પ્રપન્નામૃત ગ્રંથનું ત્યાં મુનિએ શ્રવણ કર્યું. (૪૧) પછી રામાનંદમુનિએ શ્રીવૈષ્ણવોના આચાર્ય સદા સિદ્ધ દેહમાં રહેલા શ્રી રામાનુજને ગુરુ કરવા માટે ઇચ્છા કરી. (૪૨) વર્ણિ રામાનંદમુનિ રામાનુજાચાર્યે રચેલા અને સાકારબ્રહ્મના નિશ્ચયને પ્રતિપાદન કરનારા તેથી જ પોતાને અભિષ્ટ એવા શ્રી ભાષ્યાદિ ગ્રંથોને સ્નેહપૂર્વક સાંભળતા હતા. (૪૩) શ્રી રામાનુજ સ્તોત્ર નામનું એકસો આઠ નામોવાળું સ્તોત્ર તેનો પ્રતિદિન પાઠ કરવા લાગ્યા અને તે શાસ્ત્રશ્રવણ અનુસાર ભક્તિપૂર્વક રામાનુજાચાર્યનું ધ્યાન કરવા લાગ્યા. (૪૪) હે નૃપ ! રામાનંદ મુનિને આ પ્રમાણે કરતાં ત્રણ માસ વીતી ગયા. પછી ચૈત્ર માસમાં શુક્લ પક્ષમાં પંચમીના દિવસે પ્રભાતે તેમને સ્વપ્ન થયું. (૪૫) રામાનંદમુનિએ સ્વપ્નમાં પ્રત્યક્ષ રામાનુજાચાર્યને જોયા. ત્રણ દંડવાળા, સૂર્યસમાન કાંતિવાળા, દિવ્ય દેહવાળા, સુંદર નેત્રોવાળા, બાર ઊર્ધ્વપુંડ્ર તિલકોને ધારણ કરનારા, મંદહાસ્યયુક્ત મુખવાળા, શ્રીમન્નાથ શ્રી રામાનુજાચાર્ય છે એમ જાણીને તત્કાળ સાષ્ટાંગ નમસ્કાર કર્યા. (૪૬-૪૭) ત્યારબાદ યતીન્દ્ર રામાનુજાચાર્ય બંને હાથ જોડી ઊભા રહેલા રામાનંદ પ્રત્યે બોલ્યા : હે વર્ણિન્ ! તમે મારી પાસેથી વરદાન માગો. મને રામાનુજ જ જાણો. (૪૮)

इत्युक्तः सोऽतिहृष्टात्मा तमुवाच यतीश्वर । मनोरथोऽद्य मे पूर्णस्त्वद्दृष्ट्या बहुकालजः ॥४९॥
श्रीमन्नारायणस्याहं साक्षादिच्छामि दर्शनम् । तन्मे येन भवेच्छीघ्रं तमुपायं वद प्रभो ॥५०॥
ततः प्रसन्नः प्रददौ तस्मै दीक्षां स वैष्णवीम् । मनू द्वौ च प्रपन्नाय ततश्चेदमुवाच ह ॥५१॥
श्रीमन्नारायणं भक्त्या भजेस्त्वं वर्णिसत्तमः । ग्रन्थांश्च मत्कृतान्नित्यमध्यसेस्तन्द्रिवर्जितः ॥५२॥
स्वधर्मं विष्णुभक्तिश्च श्रीवैष्णसमागमम् । प्रत्याहारं चेन्द्रियाणां न त्यजेस्त्वं चतुष्टयम् ॥५३॥
इत्थं हि वर्तमानस्य कालेनाल्पेन तेऽनघ । श्रीमन्नारायणस्येक्षा साक्षादेव भविष्यति ॥५४॥
दीक्षां त्वं वैष्णवीं दद्याः प्रपन्नेभ्यो ममाज्ञया । सिद्धिस्तवेव तेषां च भविष्यति न संशयः ॥५५॥
विक्षेपो भगवद्भक्तौ पुण्यक्षेत्रेषु यत्र ते । न स्यात्त्वं तत्र निवसेरित्युक्त्वा स तिरोदधे ॥५६॥
प्रबुद्धः स वपुर्नैजमपश्यच्चक्रलाञ्छितम् । शोभमानं चोर्ध्वपुण्ड्रैर्हृष्टः सत्यमवैच्च तत् ॥५७॥
स्वधर्मस्थो भजन् भक्त्या सोऽल्पकालेन भूपते । ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि ॥५८॥

---

આમ કહેવાયેલા તે **રામાનંદમુનિ** અતિ પ્રસન્ન અંતઃકરણવાળા **રામાનુજાચાર્ય** પ્રત્યે બોલ્યા : હે યતિરાજ ! લાંબા સમયથી જન્મેલો મારો મનોરથ આપના દર્શનમાત્રથી પૂરો થઈ ગયો. (૪૯) હે પ્રભો ! હું શ્રી નારાયણ ભગવાનના પ્રત્યક્ષ દર્શન ઇચ્છું છું. જે ઉપાય વડે જલ્દી દર્શન થાય તે ઉપાય મને કહો. (૫૦) પછી પ્રસન્ન થયેલા રામાનુજાચાર્યે શરણે આવેલા રામાનંદ મુનિને વૈષ્ણવી દીક્ષા આપી. બે મંત્રો આપ્યા અને પછી આ પ્રમાણે બોલ્યા : (૫૧) હે વર્ણિશ્રેષ્ઠ ! તમે આળસનો ત્યાગ કરી મેં રચેલા ગ્રંથોનો અભ્યાસ કરો અને નિત્ય પ્રેમપૂર્વક શ્રી નારાયણનું ભજન કરો. (૫૨) સ્વધર્મ-વિષ્ણુભક્તિ-ભગવાનના ભક્તોનો સમાગમ અને ઇન્દ્રિયોને વિષયોથી પાછી વાળવી-આ ચારનો તમે ત્યાગ કરશો નહિ. (૫૩) હે નિષ્પાપ ! આ પ્રમાણે વર્તતા તમે થોડા જ સમયમાં શ્રીમન્નારાયણ ભગવાનના દર્શન કરી શકશો. (૫૪) પોતાને શરણે આવેલા મુમુક્ષુ જનોને તમે મારી આજ્ઞાથી વૈષ્ણવી દીક્ષા આપો. તમારી પેઠે તે દીક્ષિત જનોને સિદ્ધિ થશે તેમાં લગીરે સંદેહ નથી. (૫૫) જે પુણ્યક્ષેત્રમાં ભગવાનની ભક્તિમાં તમને અંતરાય ન થાય ત્યાં તમે નિવાસ કરો. આમ કહીને રામાનુજાચાર્ય અંતર્ધાન થઈ ગયા. (૫૬) પછી સ્વપ્નમાંથી જાગ્રત થયા ત્યારે પોતાના શરીરને શંખચક્રાદિ ચિહ્નોથી અંકિત અને ઊર્ધ્વપુંડ્ર તિલકોથી શોભાયમાન જોતા હતા. પ્રસન્ન ચિત્તવાળા રામાનંદ મુનિ સ્વપ્નમાં થયેલા અનુભવને સત્ય જ જાણતા હતા. (૫૭) હે રાજન્ ! પોતાના ધર્મમાં રહેલા તે મુનિ પ્રેમથી ભજન કરતાં થોડા જ સમયમાં તેઓએ તેજોમય અક્ષરધામમાં રહેલા લક્ષ્મીનારાયણનાં પોતાના હૃદયમાં દર્શન કર્યાં (૫૮)

पूर्णकामस्ततो भूमौ तीर्थानि विचचार सः । तत्र तत्र प्रपन्नेभ्यो दीक्षां प्रायाच्च वैष्णवीम् ॥५९॥
दीक्षितास्तेन ये येऽत्र जनास्ते ते तु भूमिप । स्वधर्माश्च निर्दम्भा दृढभक्तियुजोऽभवन् ॥६०॥
साक्षाद्भगवतो वीक्षां प्रापद्यन्ताचिरेण च । ततस्ते तत्र तत्र माहात्म्यं बहुधोचिरे ॥६१॥

तुष्टस्य साक्षाद्यतिभूमिपस्य सोऽनुग्रहेणाथ हरेः प्रसादात् ।
आसीच्च निर्दम्भसधर्मभक्त्या भृशन् हि राजन् प्रथितः पृथिव्याम् ॥६२॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथम प्रकरणे
श्रीरामानन्दस्वामिजन्मादिचरित्र निरूपणनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

---

પછી પૂર્ણ મનોરથવાળા તે રામાનંદમુનિ પૃથ્વી ઉપર તીર્થોમાં વિચરતા હતા. અને તીર્થોમાં પોતાને શરણે આવેલા મુમુક્ષુઓને વૈષ્ણવી દીક્ષા આપતા હતા. (૫૯) હે રાજન્ ! પૃથ્વીમાં તેમણે દીક્ષા આપેલા તે જનો પોતાના ધર્મમાં રહેલા, દંભેરહિત ભગવાનની દઢ ભક્તિવાળા થઈ ગયા. (૬૦) તેમના આશ્રિત જનો થોડા સમયમાં સાક્ષાત્ ભગવાનના દર્શન પામતા હતા. પછી તેઓ તે તે સ્થાનોમાં રામાનંદમુનિનો મહિમા ઘણા પ્રકારે કહેવા લાગ્યા. (૬૧) હે રાજન્ ! તે રામાનંદમુનિ, પ્રસન્ન થયેલા સાક્ષાત્ યતિરાજ (રામાનુજાચાર્ય)ના અનુગ્રહથી, શ્રીહરિની પ્રસન્નતાથી, દંભરહિત સ્વધર્મયુક્ત ભક્તિથી પૃથ્વી ઉપર અતિશય ખ્યાતિને પામ્યા. (૬૨)

ઇતિશ્રી સત્સંગિજિવનમાં નારાયણચરિત્રમાં ધર્મશાસ્ત્રમાં પ્રથમ પ્રકરણમાં
શ્રીરામાનંદસ્વામી જન્માદિચરિત્ર નિરૂપણ નામે ચૌદમો અધ્યાય થયો ॥૧૪॥

# अथ पंचदशोऽध्यायः ।

सुव्रत उवाच ।

प्रतिष्ठां महतान तस्य वीक्ष्यान्ये वैष्णवा जनाः । न सेहिरे मत्सरिणो दाम्भिका विषयैषिणः ॥१॥
यथा यथाऽपमानः स्याल्लोके तस्य तथा तथा । रामानंदमुनेर्भूप विदधुश्च व्यधापयन् ॥२॥
प्रतापातिशयं तस्य तथाप्यक्षीणमेव ते । दृष्ट्वा चक्रुः शास्त्रवादांस्तत्र प्रापुः पराजयम् ॥३॥
ततोऽतिक्रोधमापन्नास्ताडनं भर्त्सनादि च । चक्रुस्ते स तु तत्सेहे बुद्ध्याऽऽवन्त्यकदर्यवत् ॥४॥
केचिन्नग्नाश्च जटिला अयश्चिपिटपाणयः । तस्योर्ध्वपुण्ड्राण्यमृज्याऽत्रोटयंस्तुलसी स्रजम् ॥५॥
बभञ्जुर्वासुदेवस्य सिंहासनमपि क्रुधा । अहरन्प्रतिमा केचिन्नित्यार्च्यां तस्य चोद्धताः ॥६॥
इत्थं स दुर्जनकृतमुपद्रवमकारणम् । प्रारब्ध-प्राप्तं मन्वानोलक्ष्यलिङ्गोऽचरद्भुवि ॥७॥
त्यक्त्वा रामानुजाचार्यवर्त्म सोपद्रवं बहिः । भजन्नारायणंचिते वृंदावनमुपाययौ ॥८॥
प्रत्यहं यमुनायां स स्नात्वा कृत्वा च नैत्यकम् । मंदिरेषु समग्रेषु चक्रे श्रीकृष्णदर्शनम् ॥९॥

---

## અધ્યાય-૧૫

**સુવ્રતમુનિ બોલ્યા :**

હે રાજન્ ! રામાનંદમુનિની ખૂબ પ્રતિષ્ઠા જોઈને દ્વેષબુદ્ધિવાળા, દંભી અને વિષયાસક્ત એવા અન્ય વૈષ્ણવો સહન કરી શકતા ન હતા. (૧) હે રાજન્ ! લોકમાં તે રામાનંદ મુનિનું જે જે રીતે અપમાન થાય તે તે રીતે તેઓ કરવા કરાવવા લાગ્યા. (૨) આમ છતાં મુનિનો પ્રતાપ ઓછો નહિ થયેલો જોઈને તેમની સાથે શાસ્ત્રાર્થો કરવા લાગ્યા પરંતુ તે વિવાદોમાં પરાભવ પામ્યા. (૩) પછી અત્યંત ક્રોધિત થયેલા તે અસુરો તે મુનિને તાડન, તિરસ્કાર વગેરે કરવા લાગ્યા. તે રામાનંદમુનિ વિવેકબુદ્ધિથી અવન્તીનગરીના કંદર્ય બ્રાહ્મણની જેમ સહન કરવા લાગ્યા. (૪) કેટલાક વસ્ત્ર વગરના નાગા, જટાવાળા અને હાથમાં લોખંડના ચપિયાવાળા કેટલાક અસુરો તે રામાનંદમુનિના ઊર્ધ્વપુંડ્ર તિલકો ભૂંસી નાખતા હતા તથા તુલસીની માળા પણ તોડી નાખતા હતા. (૫) કેટલાક મદોન્મત્ત અસુરો ક્રોધથી મુનિના વાસુદેવ ભગવાનની પ્રતિમાનું સિંહાસન પણ ભાંગી નાખતા હતા અને કેટલાંક તો તેમની નિત્યપૂજનની પ્રતિમા પણ હરી લેતા હતા. (૬) આ પ્રમાણે અસુરો દ્વારા વિનાકારણ ઉપદ્રવને પ્રારબ્ધથી થયેલો માની રામાનંદમુનિ પૃથ્વી ઉપર અદશ્ય વૈષ્ણવ ચિહ્નવાળા વિચરવા લાગ્યા. (૭) ઉપદ્રવે સહિત રામાનંદમુનિએ બહારથી રામાનુજાચાર્યનાં ચિહ્નોનો ત્યાગ કરી ચિત્તમાં નારાયણને ભજતા વૃંદાવનમાં આવ્યા. (૮) તે રામાનંદમુનિ પ્રતિદિન યમુનાનદીમાં સ્નાન કરી, નિત્યકર્મ કરી સમગ્ર મંદિરોમાં શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરતા હતા. (૯)

अपराह्णे च शुश्राव श्रीमद्भागवतं नृप । वाच्यमानं तत्र तत्र पुराणं वैष्णवैर्द्विजैः ॥१०॥
एवंकृतवतस्तस्याऽलक्ष्यलिङ्गस्य सन्मतेः । श्रीकृष्णेभक्तिरभवद्दध्यौ तं ह्यनुवासरम् ॥११॥
तस्मै प्रसन्नो भगवान्समाधौ स्वस्यदर्शनम् । ददौ शसेश्वरीकान्तो वृंदावनविहारकृत् ॥१२॥
एकाग्रेणैव मनसा तस्मै स्वं जपते नृप! । आदौ सदर्शयामासब्रह्मंज्योतिरनंतकम् ।१३॥
श्रीराधासहितं तत्र श्वस्यात्मानं मनोहरम् । मुरलीं वादयन्तं च द्विभुजं श्यामसुन्दरम् ॥१४॥
नटवर्यसमाकल्पं नानाभूषणभूषितम् । किरीटिनं वैजयन्तीं बिभुतं मालिकां गले ॥१५॥
ततः स परमानन्दं प्रापात्मानं च भूपते । पूर्वतः संप्रतिस्वीयं पूर्ण काममन्यत ॥१६॥
एवं यदा यदाऽध्यायत्तं ददर्श तदा तदा । अर्चायां स्फुरितं तं हि पूजाकालेप्यवैक्षत ॥१७॥
पूजोपहारान्प्रत्यक्षं स ददावनुवासरम् । प्रीत्या भगवते तस्मै परामापाथनिर्वृतिम् ॥१८॥
साक्षात्कृष्णेक्षणानन्दो निराधिश्च स वर्णिराट् । तदिच्छया स्वमशासीत्तदेकांतिकमुद्धवम् ॥१९॥

---

હે રાજન્ ! બપોરે પછી તે તે મંદિરોમાં વંચાતી શ્રીમદ્ ભાગવત પુરાણની કથા સાંભળતા હતા. (૧૦) આ પ્રમાણે કરતા, શ્રેષ્ઠ બુદ્ધિવાળા, અદૃશ્ય ચિહ્નવાળા તે રામાનંદ મુનિને શ્રીકૃષ્ણમાં ભક્તિ ઉદય થતી હતી તેથી પ્રતિદિન તે શ્રીકૃષ્ણનું જ ધ્યાન કરવા લાગ્યા. (૧૧) રાસેશ્વરી રાધિકાના પતિ અને વૃંદાવનમાં વિહાર કરનારા શ્રીકૃષ્ણે રામાનંદમુનિ ઉપર પ્રસન્ન થઈ સમાધિમાં પોતાનાં દર્શન આપ્યાં. (૧૨) હે રાજન્ ! તે શ્રીકૃષ્ણમાં એકાગ્રચિત્તવાયા થઈ તેમનો જપ કરતા એવા તે રામાનંદમુનિને દેશકાળના માપે રહિત બ્રહ્મજ્યોતિનું દર્શન કરાવતા હતા. (૧૩) તે બ્રહ્મતેજમાં લક્ષ્મી અને રાધિકાએ સહિત સ્વરૂપનું દર્શન કરાવતા હતા. મનોહર આકૃતિવાળા, મુરલી વગાડતા, બે હસ્તવાળા, ઘનશ્યામમૂર્તિવાળા, શ્રેષ્ઠ નટ સમાન વેશવાળા, અનેક પ્રકારના અલંકારોને ધારણ કરેલા, મુગટધારી, ગળામાં વૈજયંતીમાળાને ધારણ કરતા એવા તે પ્રભુ હતા. (૧૪) હે રાજન્ ! રામાનંદમુનિ (શ્રીકૃષ્ણના દર્શનથી) સર્વોત્કૃષ્ઠ આનંદને પામ્યા. અને પહેલાં (નારાયણના દર્શનથી)ની જેમ હાલમાં (રાધાકૃષ્ણના દર્શનથી) પોતાને પૂર્ણકામ માનવા લાગ્યા. (૧૬) તે રામાનંદમુનિ જ્યારે જ્યારે શ્રીકૃષ્ણનું ધ્યાન ધરતા હતા ત્યારે ત્યારે દર્શન થતાં હતાં. દરરોજ પૂજા સમયે પ્રતિમામાં પણ સ્ફુરાયમાન તે શ્રીકૃષ્ણને જ જોતા હતા. (૧૭) રામાનંદમુનિ પ્રતિદિન અર્ચામૂર્તિમાં સ્ફુરાયમાન શ્રીકૃષ્ણને પૂજાના ઉપહારો અત્યંત પ્રીતિપૂર્વક પ્રત્યક્ષની પેઠે અર્પણ કરતા હતા. તેથી તે પરમ સુખને પામતા હતા. (૧૮) પછી સાક્ષાત્ શ્રીકૃષ્ણના દર્શનથી આનંદવાળા માનસિક દુઃખથી રહિત તે વર્ણિરાજ શ્રી રામાનંદ મુનિએ તે ભગવાનની ઇચ્છાથી પોતાને શ્રીકૃષ્ણ ભગવાનના એકાંતિક રહસ્યને જાણનારા ઉદ્ધવ રૂપે જાણ્યા. (૧૯)

दुर्जनोपद्रवं तं च दुर्वासः शापसम्भवम् । विवेदाऽथ मुदा भेजे श्रीकृष्णं स्वेष्टदेवताम् ॥२०॥
ततो हिताय जीवानां कृष्णेन स्थापनं भुवि । कृतं स्वस्येति संस्मृत्य तदेव स समाचरत् ॥२१॥
सच्छास्त्रभगवद्वाक्यसारमादाय तत्वतः । नवीनं सम्प्रदायं स्वं बबन्ध नृप निर्भयम् ॥२२॥
स्ववर्णाश्रमधर्मेण युक्ता श्रीराधिकापतेः । भक्तिः कार्या दृढेत्येतल्लक्षणं ह्युद्धवाध्वनः ॥२३॥
जीवेशमायारूपाणां निर्णयं प्रायशः स तु । रामानुजाचार्यकृतग्रन्थयोक्तं प्रत्यपादयत् ॥२४॥
मुमुक्षूञ्छरणापन्नांस्तदेवोपदिशन्स्वयम् । प्राक् स्वानुभूते तत्स्थाने प्रीत्येकं मासमावसत् ॥२५॥
नरनारायणंचर्षीन्भुविपि नृत्वेमुपागतान् । इष्टुमैछत्ततो राजंस्तीर्थयात्रामिषेण सः ॥२६॥
सतैर्थिकोचर्णिवरो मुमुक्षून् श्रीकृष्णभक्तिं गमयन्स धर्माम् । प्राप्तः प्रयागंनृपतीर्थ-राजं वेदांगवेदांत पुराण वेता ॥

इति श्री सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथम प्रकरणे
उद्धवसंप्रदायप्रवृत्तिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

---

અને દુર્જનકૃત ઉપદ્રવને દુર્વાસાના શાપથી થયેલો જાણતા હતા. પછી પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણની જ હર્ષપૂર્વક સેવા કરતા હતા. (૨૦) પછી (જ્ઞાનોપદેશ વડે) જીવોના હિત માટે ભગવાન શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપર પોતાનું સ્થાપન કર્યું છે. એવું ચિંતવન કરીને સર્વ જીવોનું હિત જ સારી રીતે આચરવા લાગ્યા. (૨૧) હે નૃપ ! તે મુનિ તત્ત્વપૂર્વક વેદ વગેરે સત્શાસ્ત્રોમાંથી ભગવદ્ વાક્યોનો સાર ગ્રહણ કરી નિર્ભય એવો પોતાનો નવીન સંપ્રદાય પ્રવર્તાવતા હતા. (૨૨) પોતપોતાના વર્ણાશ્રમધર્મ સહિત શ્રીકૃષ્ણ ભગવાનની દઢ ભક્તિ કરવી એ જ ઉદ્ધવ સંપ્રદાયનું લક્ષણ છે એમ જાણવું. (૨૩) તે મુનિ જીવ, ઈશ્વર અને માયાના સ્વરૂપનો નિર્ણય તો ઘણું કરીને શ્રી રામાનુજાચાર્યે કરેલા શ્રીભાષ્યાદિક ગ્રંથોમાં કહેલો છે તે પ્રમાણે જ પ્રતિપાદન કરતા હતા. (૨૪) રામાનંદ મુનિએ પોતાને શરણે આવેલા મુમુક્ષુઓને ઉપદેશ આપીને પહેલાના પોતાના અનુભવવાળા પ્રસિદ્ધ વૃંદાવનમાં એક માસ પર્યંત નિવાસ કર્યો. (૨૫) હે રાજન્ ! અંગસહિત વેદો, ઉપનિષદો અને પુરાણોના જાણકાર વર્ણિરાજ તે (રામાનંદ) મુનિ મુમુક્ષુઓને ધર્મે સહિત શ્રીકૃષ્ણની ભક્તિનો ઉપદેશ આપતા તીર્થરાજ પ્રયાગક્ષેત્રમાં આવ્યા. (૨૬)

ઇતિશ્રી સત્સંગિજીવનમાં નારાયણચરિત્રમાં ધર્મશાસ્ત્રમાં પ્રથમ પ્રકરણમાં
ઉદ્ધવસંપ્રદાય પ્રવૃત્તિનિરૂપણ નામે પંદરમો અધ્યાય થયો ॥૧૫॥

# ॥ अथ षोडशोऽध्यायः ॥

सुव्रत उवाच ।

रामानंदमुनेः पृष्टमुक्तं जात्यादि तन्मया । अस्थाद्धजंस्तमेवासौ धर्मस्तत्रान्वहं च ते ॥१॥

पादसंवाहनं कुर्वंस्तस्याऽसावेकदा निशि । स्वप्ने ददर्श श्रीकृष्णं तेजोमण्डलमध्यगम् ॥२॥

तद्दृष्ट्वा परमाश्चर्यं प्रसादं तस्य तम्मुनेः । अवेत्ततस्तमेवैकं सद्गुरुं निश्चिकाय सः ॥३॥

सर्वभावेन शरणं तमेव प्रतिपद्य सः । तस्माद्भागवतीं दीक्षां सभार्य स्म जिघृक्षति ॥४॥

अष्टाक्षरौ कृष्णमंत्रौ तस्मै सोऽपि मुमुक्षवे । उपादिशन्मुनिर्दत्वा तुलसीकाष्ठजे स्रजौ ॥५॥

श्रीकृष्णेति त्वमादिश्च गतिर्मद्वयमन्ततः । मनुराद्य इति प्रोक्तो वैष्णवत्वविधायकः ॥६॥

ब्रह्माहमादि च पदं दान्तं कृष्णेति तत्परम् । सोऽस्मीयुक्तो द्वितीयोऽपि मनुरिष्टफलप्रदः ॥७॥

आद्यः शरणमंत्रोऽत्र सामान्य इति कीर्तितः । द्वितीयस्तु महामंत्रो विशेष इति विद्धि भोः ॥८॥

ततस्तस्मै स सद्धर्मान् पालनीयान्मुमुक्षुभिः । उपादिदेश यैर्युक्तः पूज्योऽत्र स्यात् परत्र च ॥९॥

---

## અધ્યાય-૧૬

**સુવ્રતમુનિ બોલ્યા :**

હે રાજન્ ! રામાનંદમુનિનું જાતિ, કુળ, દીક્ષા વગેરે તમે મને જે જે પૂછ્યું તે બધું જ મેં તમને કહ્યું. હવે તે ધર્મદેવ ત્યાં (પ્રયાગરાજમાં) કેટલાક દિવસ પર્યંત નિવાસ કરતા હતા. (૧) ત્યાં એકવાર રાત્રિમાં (ધર્મદેવને તે રામાનંદમુનિની પગચંપી કરતાં કરતાં (નિદ્રાધીન થતાં) સ્વપ્નાવસ્થામાં તેજ- સમૂહના મધ્યમાં રહેલા શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. (૨) (શ્રીકૃષ્ણના દર્શનરૂપ) પરમ આશ્ચર્ય જોઈને, તેમાં કારણભૂત રામાનંદમુનિની જ પ્રસન્નતા જાણીને તેથી જ ધર્મે તેમને જ એક મુખ્ય સદ્ગુરુ જાણ્યા. (૩) તેથી પત્નીએ સહિત ધર્મદેવ સર્વ પ્રકારના ભાવથી રામાનંદ મુનિના જ શરણને પામી તેમના દ્વારા ભાગવતી દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા કરી. (૪) રામાનંદમુનિએ પણ મુમુક્ષુ ધર્મદેવને તુલસીના કાષ્ટની કંઠી કંઠમાં ધારણ કરાવી અને આઠ આઠ અક્ષરોવાળા બે શ્રીકૃષ્ણના મંત્રોનો ઉપદેશ આપ્યો. (૫) પ્રથમ 'શ્રીકૃષ્ણ' પદ છે પછી 'ત્વમ્' પદ અને 'ગતિ' પદ છે અને અંતમાં બે મકાર 'મમ' છે. શ્રીકૃષ્ણ ત્વં ગતિર્મમ' આવો આદિ મંત્ર વૈષ્ણવપણાને પમાડનારો છે. (૬) 'બ્રહ્માહં' એ આદિ જેમાં છે. પછી જેને અંતે 'દા' છે એવું કૃષ્ણ પદ છે. પછી 'સોઽસ્મિ' પદ છે. 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' એ બીજો મંત્ર મનવાંછિત ફળ આપનારો છે. (૭) પહેલો શરણમંત્ર સામાન્ય મંત્ર તરીકે જાણીતો છે. બીજો મંત્ર મહામંત્ર (મહાદીક્ષાના અધિકાર વાળાને યોગ્ય) હોવાથી વિશેષ છે. આ પ્રમાણે હે રાજન્ ! તમે જાણો. (૮)

संप्रदायेऽस्मदीयेऽस्मिन्संस्थिता ये तु पूरुषाः । भवेयुश्च स्त्रियस्तेषां नियमाञ्च्छृणु वच्मि ते ॥१०॥

देवतापितृयागार्थमपि कस्यापि देहिनः । क्वापि हिंसा न कर्तव्या दीक्षां कार्ष्णीमुपाश्रितैः ॥११॥

स्त्र्यादिप्राप्त्यै मनुष्योऽपि न हंतव्यस्तु कश्चन । आत्मघातस्तु तीर्थेऽपि ब्रह्मन्कार्यो न केनचित् ॥१२॥

भक्षणीयं न वै मांसं यज्ञशिष्टमपि क्वचित् । एकादशविधं मद्यं सुरा च त्रिविधा द्विज ।
आपद्यपि न वै पेया नाद्यं तत्स्पृष्टमौषधम् ॥१३॥

परस्त्रीगमनं पुंसा स्त्रिया दानं च न क्वचित् । जारसङ्गस्तथा नार्या न कार्योऽपि महापदि ॥१४॥

गृहीतरे ह्याश्रमिणो ये स्युस्तैस्त्वष्टधा द्विज । सङ्गस्त्रिया न कर्तव्यो मर्यादैषा सनातनी ॥१५॥

पुंसाऽपि विधवास्पर्शः पुनः स्पर्शस्तथा तया । बुद्ध्या न कार्यः स्पर्शश्च त्यागिनः सधवस्त्रिया ॥१६॥

धर्मार्थमपि विपेन्द्र न कार्यं स्तेनकर्म च । भिन्नमार्गीयपुंवक्त्राच्छ्रव्या कृष्णकथा न च ॥१७॥

अभोज्यान्नेन यत्पक्वं स्पृष्टमन्नं तदंबु च । हरेः प्रासादिकमपि भोज्यं पेयं कदाऽपि नो ॥१८॥

---

પછી રામાનંદમુનિએ 'ધર્મદેવને મુમુક્ષુઓએ પાલન કરવા યોગ્ય, ભાગવતધર્મોનો ઉપદેશ આપ્યો. જે સધર્મોથી યુક્ત માણસ આ લોકમાં અને પરલોકમાં પૂજાય છે. (૯) હે ધર્મ ! આપણા સંપ્રદાયમાં રહેલા પુરુષો અને સ્ત્રીઓ હોય તેઓએ નિયમપૂર્વક પાલન કરવા યોગ્ય ધર્મો હું કહું છું તે તમે સાંભળો. (૧૦) શ્રીકૃષ્ણ સંબંધી દીક્ષા પામેલા સ્ત્રી-પુરુષોએ દેવતા અને પિતૃયાગને માટે કોઈપણ દેહધારીની ક્યારેય પણ હિંસા ન કરવી. (૧૧) સ્ત્રી વગેરેની પ્રાપ્તિ માટે મનુષ્યનો વધ ક્યારેય પણ ન કરવો. હે વિપ્ર ! આત્મઘાત તો તીર્થમાં પણ ક્યારેય ન કરવો. (૧૨) હે વિપ્ર ! અગિયાર પ્રકારનું મદ્ય અને ત્રણ પ્રકારની સુરા આપત્કાળમાં પણ ક્યારેય પીવી નહિ. મદ્યથી મિશ્રિત ઔષધ પણ ન પીવું. (૧૩) પરદારાગમન અને સ્ત્રીઓનું દાન પુરુષોએ ક્યારેય પણ ન કરવું. તેવી રીતે સ્ત્રીઓએ જારપુરુષનો સંગ ન કરવો કારણ કે તે મહાપાતક છે. (૧૪) હે દ્વિજ ! ગૃહસ્થાશ્રમથી બીજા બ્રહ્મચારી આદિ આશ્રમીઓએ આઠ પ્રકારે સ્ત્રીમાત્રનો પ્રસંગ કરવો નહિ. આ મર્યાદા સનાતની (અનાદિસિદ્ધ) છે. (૧૫) (ગૃહસ્થાશ્રમી) પુરુષોએ વિધવા સ્ત્રીનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ન કરવો. વિધવા સ્ત્રીએ પુરુષ માત્રનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ન કરવો. તથા સધવા સ્ત્રીએ ત્યાગી પુરુષનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ન કરવો. (૧૬) હે વિપ્રેન્દ્ર ! ધર્મ કાર્યને માટે પણ ચોરીનું કર્મ ન કરવું. (ઉદ્ધવ સંપ્રદાય સિવાય) અન્ય માર્ગને અનુસરનાર પુરુષના મુખ થકી કૃષ્ણકથા પણ ન સાંભળવી. (૧૭) જેનું અડેલું ભોજન પોતાને ખપતું ન હોય તેના હાથનું રાંધેલું કે સ્પર્શ કરેલું અન્ન અને જળ શ્રીહરિની પ્રસાદી હોય તો પણ ક્યારેય ખાવું-પીવું નહિ. (૧૮)

अभिशापश्च नारोप्योऽन्यस्मिन्स्वस्यापि वृत्तये । पापात्मनो न कर्तव्यः सङ्गो व्यसनिनां तथा ॥१९॥
तपस्वी क्रोधयुक्तो यः कृष्णभक्तश्च कामवान् । स्वधर्मस्थो योऽन्यधर्मी त्यागी लोभयुतश्च यः ॥२०॥
योगुरुः शिष्यवर्गं स्वं यथाशास्त्रं न वतयेत् । यश्च ज्ञानी स्वयं भूत्वा भिन्द्याद्युक्त्याऽऽकृतिं हरेः ॥२१॥
षण्णां तेषामपि ब्रह्मन् सङ्गः सन्मतिखण्डनः । असत्सङ्ग इव त्याज्यः स्वक्षेमाय मुमुक्षभिः ॥२२॥
देवतानां च तीर्थानां वेदानां च गवामपि । ब्राह्मणानांच साधूनां निन्दा कार्या न धर्मिणाम् ॥२३॥
यत्र श्रीकृष्णदेवस्य स्यात्साकारत्वखण्डनम् । तच्छास्त्रं नैव मन्तव्यं न श्रोतव्यं च कर्हिचित् ॥२४॥
आयुधं च विषं जालं पक्षिमत्स्यादिबन्धकृत् । कस्मैचिदपि नो देयं हिंसामूलं यतोऽस्ति तत् ॥२५॥
ब्राह्मणेनाश्रमवता धार्यं नैवायुधं क्वचित् । जीवहिंसाकरं वस्तुत तच्च क्वापि न किंचन ॥२६॥
प्रातः स्नात्वा ह्यूर्ध्वपुंड्रं कर्तव्यं प्रतिवासरम् । कृष्णप्रसादिगन्धेन तद्गोपीचन्दनेन वा ॥२७॥
पुंड्रद्रव्येण तन्मध्ये पुंसा वर्तुलचन्द्रकः । राधालक्ष्मीप्रसादेन कर्तव्यः कुङ्कुमेन वा ॥२८॥
कृष्णपूजावशिष्टेन चन्दनेन सुवासिनी । नारी तु कुर्याद्धृदये चन्द्रकं प्रतिवासरम् ॥२९॥

---

પોતાની જીવિકાવૃત્તિ માટે પણ અન્યની ઉપર મિથ્યા અપવાદ આરોપણ કરવો નહિ. પાપાત્માઓનો તથા વ્યસનીઓના સંગ કરવો નહિ. (૧૯) હે બ્રહ્મ ! જે તપસ્વી હોવા છતાં ક્રોધી હોય; જે કૃષ્ણભક્ત કામી હોય, જે ધર્મમાં રહેવા છતાં અન્ય ધર્મી હોય, જે ત્યાગી લોભી હોય; જે ગુરુ પોતાના શિષ્યવર્ગને શાસ્ત્ર પ્રમાણે વર્તાવે નહિ; અને જે જ્ઞાની થઈ પરમાત્માના આકારનું યુક્તિપૂર્વક ખંડન કરતા હોય; આ છ પ્રકારના માણસોનો સંગ સન્મતિનો નાશ કરનાર છે. મુમુક્ષુઓએ પોતાના કલ્યાણને માટે અસત્પુરુષની માફક તેમનો ત્યાગ કરવો. (૨૦-૨૧-૨૨) દેવો, તીર્થો, વેદો, ગાયો, બ્રાહ્મણો, સાધુઓ અને સ્વધર્મનિષ્ઠ તેમની નિંદા ક્યારેય પણ ન કરવી. (૨૩) અને જે શાસ્ત્રમાં શ્રીકૃષ્ણદેવના સાકારપણાનું ખંડન કર્યું હોય તેવું શાસ્ત્ર ક્યારેય માનવું નહિ અને સાંભળવું નહિ. (૨૪) આયુધ, ઝેર, પક્ષી અને માછલાં પકડવાની જાળ આ બધું કોઈને ક્યારેય પણ આપવું નહિ કારણ કે આ દાન હિંસામૂલક છે. (૨૫) બ્રહ્મચર્યાદિ આશ્રમવાળા બ્રાહ્મણે ક્યારેય પણ આયુધ ધારણ કરવાં નહિ. જીવહિંસાકારક વસ્તુ હોય તે પણ ક્યારેય પોતાની પાસે ન રાખવી. (૨૬) પ્રતિદિન સવારે સ્નાન કરી ઊર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરવું. તે તિલક શ્રીકૃષ્ણની પ્રસાદિભૂત ચંદનથી અથવા ગોપીચંદનથી કરવું. (૨૭) પુરુષ ઊર્ધ્વપુંડ્રના મધ્યભાગમાં તે પ્રસાદિ ચંદન વડે અથવા રાધાલક્ષ્મીના પ્રસાદિભૂત કંકુ વડે ગોળ ચાંદલો કરવો. (૨૮) સુવાસિની સ્ત્રીએ દરરોજ શ્રીકૃષ્ણની પૂજા કરતાં બાકી રહેલા ચંદનથી હૃદયમાં ચાંદલો કરવો. (૨૯)

राधापूजनशिष्टेन काश्मीरेण च सान्वहम् । मध्यदेशे ललाटस्य कुर्याद्वर्तुलचन्द्रकम् ॥३०॥
राधाकृष्णार्चावशिष्टं कुङ्कुमं चन्दनं तथा । मिश्रीकृत्याल्पकं कुर्याद्विधवा चन्द्रकं गले ॥३१॥
यथाधिकारं सन्ध्यादि ततः कृत्वैव नैत्यकम् । राधिकाकृष्णयोरर्चा सर्वैः कार्या यथाविधिः ॥३२॥
पञ्चाध्यायी रासलीला श्रीमद्भागवतोदिता । पठनीया प्रतिदिनं राधाकृष्णंसमर्च्य च ॥३३॥
समग्राया अशक्तस्तु पाठे तस्याः स एककम् । पठेत्तदन्तिमाध्यायं तावता तस्य तत्फलम् ॥३४॥
स्वस्वशक्त्यनुसारेण तन्मन्त्रस्य जपोऽन्वहम् । नियमेनैव कर्तव्यो दिवानिशि च भक्तितः ॥३५॥
श्रीकृष्णनाममंत्रश्च अक्षरः सकलैरपि । कीर्त्यः स्मर्यः सर्वकालं दीक्षामेतां समाश्रितैः ॥३६॥
स्वकण्ठपरिवर्त्तिन्यौ तुलसीकाष्ठजे स्रजौ । यज्ञोपवीतंवन्नित्यं धार्ये सूक्ष्ममणी शुभे ॥३७॥
तुलस्यलाभे द्वे माले द्विजैश्चन्दनकाष्ठजे । धारणीये हि शूद्रैस्तु नित्यं चन्दनकाष्ठजे ॥३८॥
कृष्णाङ्घ्रिस्पर्शनं पूर्वं कारयित्वेव मालिका । सर्वापि कण्ठे सन्धार्या पुंभिः स्त्रीभिश्च सर्वदा ॥३९॥
जीवमायापरेशानां स्वरूपं ज्ञेयमादरात् । प्रीतिर्न करणीया वै श्रीकृष्णेतरवस्तुषु ॥४०॥
धमनितान् पालयद्भिः पुंभिः स्त्रीभिश्च सर्वदा । भक्त्या नवाङ्गया कृष्णो भजनीय इति स्थितिः ॥४१॥

---

તે સધવા સ્ત્રીઓએ પ્રતિદિન રાધાલક્ષ્મીજીના પ્રસાદીભૂત કંકુ વડે લલાટની મધ્યમાં ગોળ ચાંદલો કરવો. (૩૦) અને વિધવા સ્ત્રીએ રાધાકૃષ્ણની પૂજા કરતાં વધેલા ચંદન અને કંકુથી મિશ્રિત કંઠમાં નાનો ચાંદલો કરવો. (૩૧) પછી (ચારે વર્ણના) સર્વ જનોએ પોતપોતાના અધિકાર પ્રમાણે સંધ્યા વગેરે નિત્યકર્મ કરીને જ યથાવિધિ શ્રી રાધાકૃષ્ણની પૂજા કરવી. (૩૨) આમ, રાધાકૃષ્ણની પૂજા કરીને શ્રીમદ્ ભાગવતમાં કહેલી રાસલીલા પંચાધ્યાયીનો પાઠ કરવામાં અશક્ત હોય તે એક અંતિમ અધ્યાયનો જ પાઠ કરે તેનાથી સમગ્ર રાસલીલાના પાઠનું ફળ થાય છે. (૩૪) અને પ્રતિદિન દિવસે તથા રાત્રિએ ભગવાનના મંત્રનો જાપ પોતપોતાની શક્તિ અનુસાર નિયમપૂર્વક કરવો. (૩૫) કૃષ્ણદીક્ષા પામેલા સમગ્ર જનોએ સર્વ કાળમાં ત્રણ અક્ષરવાળા શ્રીકૃષ્ણ નામમંત્રનું કીર્તન તથા સ્મરણ કરવું. (૩૬) પોતાના ગળામાં ચારે બાજુ વીંટાઈને રહે તેવી તુલસી કાષ્ઠની બનાવેલી, સૂક્ષ્મ મણકાવાળી, કલ્યાણકારી એવી બેવડી કંઠી નિત્ય ગળામાં યજ્ઞોપવીતની માફક ધારણ કરવી. (૩૭) તુલસીની કંઠીના અભાવમાં દ્વિજાતિએ ચંદન કાષ્ઠથી બનેલી માળા ધારણ કરવી અને શુદ્ધ પણ ચંદન કાષ્ઠની માળા ધારણ કરવી. (૩૮) અને તે સ્ત્રી-પુરુષોએ પ્રથમ ભગવાનના ચરણકમળનો સ્પર્શ કરાવીને જ કંઠી સર્વદા ગળામાં ધારણ કરવી. (૩૯) જીવ, માયા અને ઈશ્વરનું સ્વરૂપ અતિ આદરપૂર્વક જાણવું અને શ્રીકૃષ્ણ ભગવાન સિવાયની અન્ય કોઈપણ વસ્તુમાં પ્રીતિ કરવી નહિ. (૪૦) આ ધર્મોને પાલન કરનારા સ્ત્રી-પુરુષોએ સર્વદા (શ્રવણ-કીર્તનાદિક) નવ પ્રકારની ભક્તિ વડે શ્રીકૃષ્ણનું ભજન કરવું એ રીતની મર્યાદા છે. (૪૧)

सुव्रत उवाच ।

एवं धर्मानहिंसादींस्तस्मै सर्वान्सयोषिते । उपादिश्य ततो राजन्पुनः स इदमूचिवान् ॥४२॥

धन्योऽसि द्विजवर्य त्वं श्रेयसे यतसे यतः । त्वयि सन्ति गुणा ये ते देहिनामतिदुर्लभाः ॥४३॥

मच्छिष्याणां हि सर्वेषां मान्यो मुख्यश्चसन्मते । भविता त्वं यतो ज्यैष्ठ्यं गुणैरेवास्ति नोऽऽध्वनि ॥४४॥

गृहं गत्वा सभार्यस्त्वं महामन्त्रं जपेः सदा । उपादिशेश्चाश्रितेभ्यो यथायोग्यं मनुद्वयम् ॥४५॥

त्रैवर्णिकेभ्यः पुंभ्यश्च सच्छूद्रेभ्यस्तथानघ । स्त्रीभ्यश्चोपादिशेस्त्वं हि मनुमाद्यं यथाविविध ॥४६॥

उत्तमेभ्योऽधिकारिभ्यो जपद्भ्यो मनुमादिमम् । पुरुषेभ्यो द्वितीयं तु विधिनोपादिशेर्मनुम् ॥४७॥

पुरश्चर्याऽस्य कर्तव्या विपत्तिषु यथाविधि । यतोऽस्य देवता कृष्णःस प्रभुः स्वेष्टसिद्धिदः ॥४८॥

जीवमायापरेशानां स्वरूपं बोद्धुमञ्जसा । रामानुजाचार्यकृता ग्रन्थाः पाठ्यास्त्वयादरात् ॥४९॥

नैपुण्यं लक्ष्मणार्यस्य यतो ज्ञानविनिर्णये । यथाऽस्ति न तथाऽन्येषामित्येते सम्मता मम ॥५०॥

इत्युक्त्वा संप्रदायस्य रहस्यमपि चाखिलम् । तस्मै स कथयामास स्निग्धशिष्याय तत्त्वतः ॥५१॥

---

**સુવ્રતમુનિ બોલ્યા :**

પત્ની સહિત ધર્મદેવને તે મુનિ આ પ્રમાણે અહિંસાદિક સર્વ ધર્મોનો ઉપદેશ કરી પછી ફરીથી આ પ્રકારે કહેવા લાગ્યા. (૪૨) હે દ્વિજવર્ય ! તમે અત્યંત ધન્ય છો. કારણ કે તમે તમારા કલ્યાણ માટે પ્રયત્નશીલ છો. તમારામાં જે ગુણો વર્તે છે તે અન્ય દેહધારીઓને દુર્લભ છે. (૪૩) માટે હે સન્મતિ ધર્મદેવ ! સર્વે મારા શિષ્યોમાં તમે પૂજનીય અને મુખ્ય થશો એમ નિશ્ચય જાણો કારણ કે આપણા સંપ્રદાયમાં ઉત્તમ ગુણોથી જ મોટાપણું રહેલું છે. (૪૪) હે ધર્મ ! પત્નીએ સહિત તમે ઘેર જઈને હંમેશાં બીજો મહામંત્ર (શ્રીકૃષ્ણના અષ્ટાક્ષર મંત્ર)નો જપ કરો. પોતાના આશ્રિત મુમુક્ષુજનોને યોગ્યતા પ્રમાણે બે મંત્રોનો ઉપદેશ કરો. (૪૫) હે નિષ્પાપ ! ત્રણ વર્ણના તથા સચ્છૂદ્ર પુરુષોને પ્રથમ શરણમંત્ર વિધિપૂર્વક તમો ઉપદેશ કરો. (૪૬) અને બીજો મહામંત્ર તો જપ કરતા એવા ઉત્તમ અધિકારી પુરુષોને જ વિધિપૂર્વક ઉપદેશ કરો. (૪૭) આપત્તિ સમયે તમોએ બીજા મહામંત્રનું વિધિપૂર્વક પુરશ્ચરણ કરવું. આ મંત્રના દેવતા શ્રીકૃષ્ણ ભગવાન જ છે. તે પ્રભુ સમગ્ર પોતાના મનોવાંછિત ફળને આપનારા છે. (૪૮) જીવ, માયા અને ઈશ્વરના સ્વરૂપોને યથાર્થ જાણવા માટે શ્રીરામાનુજાચાર્યે કરેલા ગ્રંથો તમારે આદરપૂર્વક ભણવા. (૪૯) જ્ઞાનનો નિર્ણય કરવામાં જેવું લક્ષ્મણાર્ય (રામાનુજાચાર્ય) ની જેવી નિપુણતા છે તેવી બીજા આચાર્યોની નથી. આથી મેં તેમના ગ્રંથો માન્ય કરેલા છે. (૫૦) રામાનંદમુનિએ આ પ્રમાણે કહીને સંપ્રદાયનું સમગ્ર રહસ્ય પણ સ્નેહવાળા શિષ્ય ધર્મદેવને યથાર્થપણે કહ્યું. (૫૧)

ततस्तं स्वगृहं गन्तुमादिश्य वयमुद्धवः । द्वारावतीमनुययौ धर्मश्चापि निजालयम् ॥५२॥
सद्गुरुप्राप्तिपरमानन्दः सस्त्रीसुतो निजम् । पुरमेत्याचरद्भक्तिं श्रीकृष्णस्यस भूपते ॥५३॥
स्थूलादिदेहत्रितयात्पृथक्चैतन्यमाततम् । अखण्डमात्मनो रूपं मेने कृष्णस्य सेवकम् ॥५४॥
जीवेशकालमायानां नियंता पुरुषस्य च । कृष्ण इत्येव निश्चित्य नश्वरं जगदित्यवैत् ॥५५॥
ग्रन्थान् रामानुजाचार्यकृतान् गुर्वाज्ञया स हि । पपाठ गीताभाष्यादीन् पाठयामास चादरात् ॥५६॥
श्रीकृष्णं भजतस्तस्य धर्मनिष्ठादिभिर्गुणैः । साक्षाद्धर्मोऽयमिति तं दैवा जीवा नृपाविदन् ॥५७॥
ततस्तस्याश्रयं चक्रुस्ते स्वनिःश्रेयसाय हि । गुरुलक्षणहीनान् स्वान् हित्वैवासुरदेशिकान् ॥५८॥

हित्वा गुरूनस्वान् वृषमाश्रितानामपि प्रणष्टा गुरुधीर्नतेषु ।
यद्दंभ लब्धाधिरसोच्चितेषु साऽऽप्तास्पदाऽस्थात्किल तद्वपुष्षु ॥५९॥

इति श्री सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथम प्रकरणे
धर्मकृतरामानंदस्वामिसमाश्रयनिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

---

પછી ઉદ્ધવાવતાર શ્રી રામાનંદમુનિ ધર્મદેવને પોતાને ઘેર જવાની આજ્ઞા આપીને પોતે દ્વારકા પ્રત્યે ગયા. ધર્મદેવ પણ પોતાને ઘેર ગયા. (૫૨) હે રાજન્ ! સદ્ગુરુ શ્રી રામાનંદમુનિની પ્રાપ્તિથી પરમાનંદને પામેલા તે ધર્મદેવ સ્ત્રી અને પુત્ર સાથે પોતાના ગામ-છપૈયામાં આવી શ્રીકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. (૫૩) સ્થૂળ વગેરે ત્રણ દેહોથી વિલક્ષણ, અખંડ અને અભેદ્ય લક્ષણવાળા પોતાના આત્માના સ્વરૂપને શ્રીકૃષ્ણનો દાસ માનતા હતા. (૫૪) જીવ, ઈશ્વર, કાળ, માયા અને પુરુષના નિયંતા શ્રીકૃષ્ણ ભગવાન જ છે એવો નિશ્ચય કરી જગત નાશવંત છે એમ તેઓ જાણતા હતા. (૫૫) ગુરુની આજ્ઞાથી તે ધર્મ રામાનુજાચાર્યના કરેલા ગ્રંથોને શ્રદ્ધાપૂર્વક પાઠ કરતા (ભણતા) હતા અને બીજાને ભણાવતા હતા. (૫૬) હે રાજન્ શ્રીકૃષ્ણને ભજતા એવા તે ધર્મદેવના ધર્મનિષ્ઠાદિક ગુણો વડે ધર્મને 'આ સાક્ષાત્ ધર્મપ્રજાપતિના આવતાર જ છે' એમ દૈવી જીવો જાણતા હતા. (૫૭) પછી દૈવી જીવો ગુરુઓનાં લક્ષણોથી રહિત એવા (અસુર) ગુરુઓનો ત્યાગ કરીને ધર્મદેવનો આશ્રય કરવા લાગ્યા. (૫૮) પોતાના અસુર ગુરુઓનો ત્યાગ કરી ધર્મને આશ્રયે આવેલા દૈવીજનોને પણ અસુર ગુરુઓમાં ગુરુબુદ્ધિ નાશ પામતી ન હતી. કારણ કે દંભથી પ્રાપ્ત કરેલા વિવિધ પ્રકારના રસાસ્વાદથી સારી રીતે પુષ્ટ થયેલા અસુર ગુરુઓના શરીરોમાં પ્રાપ્ત થયેલ ગુરુતા રહેલી હતી. (શરીરની ગૌરવતારૂપ ગુરુતા રહી - પરંતુ લક્ષણરૂપ નષ્ટ થઈ.) (૫૯)

ઇતિશ્રી સત્સંગિજીવનમાં નારાયણચરિત્રમાં ધર્મશાસ્ત્રમાં પ્રથમ પ્રકરણમાં
શ્રીધર્મદેવે રામાનંદસ્વામીનો આશ્રય કર્યો એ નામે સોળમો અધ્યાય થયો ॥૧૬॥

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

सुव्रत उवाच ।

देवा इव व्यराजन्त येऽत्र धर्मेण दीक्षिताः । त्यक्तासुरक्रियाः सर्वे ते वै राजन्यसत्तम ॥१॥

वासोऽन्नधनयानाद्यैः सन्मानं तस्य ते भृशम् । चक्रुर्मुहुस्तेन धर्मः समृद्धोऽभून्नृपेन्द्रवत् ॥२॥

संस्कारान्निजपुत्रस्य मौंजीबन्धावधि स्वयम् । चकार तेषु दानादि जनविस्मयकृच्च सः ॥३॥

भूपते संपदा मत्तास्तद्दृष्ट्वा मनुजासुराः । सुरारिनृपसाहाय्यास्तं तदीयांस्तथाऽऽर्दयन् ॥४॥

धर्मस्य जीविकां राजन् धनानि शतशश्च गाः । जह्रुर्यानादि चक्रुश्च बहुधा तेऽपमानानाम् ॥५॥

दारिद्र्यदुःखमतुलं प्राप्तः शत्रुकृतं महत् । धर्म इत्यपचक्रुस्तं ज्ञातयोपि समत्सराः ॥६॥

प्रक्षीणधनधान्यादिर्हतवृत्तिपरिच्छदः । यथाकथश्चित्सेवां स बहूनां नृपसत्तम ॥७॥

प्राघूर्णिकानां कृतवान्पाचकानां स्वके गृहे । आयातानां प्रयातानां चान्येषामन्नकांषिणाम् ॥८॥

सहमानं द्विषद्दुःखं धैर्येण महता पतिम् । एकदा प्रेमवत्याह विनीता स्वमुदारधीः ॥९॥

---

## અધ્યાય-૧૭

**સુવ્રતમુનિ બોલ્યા :**

હે રાજન્ ! અહીં જે જનોને ધર્મદેવે (વૈષ્ણવી) દીક્ષા આપી તે બધા જનો આસુરી ક્રિયાઓનો ત્યાગ કરી દેવતાઓની પેઠે શોભવા લાગ્યા. (૧) ધર્મના શિષ્યો વસ્ત્ર, અન્ન, ધન, વાહન વગેરેથી ધર્મનું અતિશય સન્માન કરવા લાગ્યા. તેથી ધર્મ જે તે મહારાજાની જેમ સમૃદ્ધિવાળા થયા. (૨) પછી તે ધર્મદેવ પોતાના પુત્રના ઉપનયન સુધીના સંસ્કારોને પોતે જ કરતા હતા અને તે સંસ્કાર કર્મમાં લોકોને આશ્ચર્ય પમાડનારો દાન વગેરે વિધિ કરતા હતા. (૩) હે રાજન્ ! આસુરી સંપત્તિથી મદોન્મત્ત મનુષ્યભાવને પામેલા અસુરો ધર્મની સમૃદ્ધિ જોઈને દેવોના શત્રુ અસુરો રાજાઓની સહાયતાથી ધર્મદેવ અને તેમના શિષ્યોને પીડવા લાગ્યા. (૪) હે રાજન્ ! તે અસુરો ધર્મની જીવિકા-ધન, સોએ સો ગાયો, વાહનો વગેરે હરી જવા લાગ્યા અને તેમનું બહુ પ્રકારે અપમાન કરવા લાગ્યા. (૫) ધર્મદેવ શત્રુઓએ પમાડેલા અનુપમ મહાદરિદ્રતાથી પીડા પામેલા માટે મત્સરવાળા જ્ઞાતિજનો પણ ધર્મદેવનું અપમાન કરવા લાગ્યા. (૬) હે નૃપસત્તમ ! ધન-ધાન્યાદિ નાશ પામી ગયાં છે અને જીવિકા હરાઈ ગઈ છે તોપણ તે ધર્મદેવ પોતાના ઘર પ્રત્યે આવતા-જતા અભ્યાગતોની અને અન્નભિક્ષુકોની જે તે પ્રકારે કષ્ટ વેઠીને પણ સેવા કરતા હતા. (૭-૮) ખૂબ ધૈર્યથી શત્રુઓએ કરેલા ઉપદ્રવને સહન કરતા પોતાના પતિ ધર્મદેવને એક સમયે વિનયશીલ અને મહાબુદ્ધિશાળી પ્રેમવતી કહેવા લાગ્યાં. (૯)

अहो दैवगतिः स्वामिंस्तवापीदृग्दशा यतः । अपकारिण्यपि क्वापि ह्यपकारमकुर्वतः ॥१०॥
उपद्रवो महान् जातः शात्रवो निर्निमित्तकः । जीविकापि हता यत्र सह सर्वैः परिच्छदैः ॥११॥
आयान्त्यन्नार्थिनो भूयो वर्तते‌ऽन्नं त्वशेषकम् । वयं क्षुधं विषोढारो वदिष्यामोतिथींस्तु किम् ॥१२॥
द्वितीये वा तृतीयेऽह्नि मिलत्यावामुताशनम् । अन्नं क्वचित्फलं क्वापि कन्दः शाकं तु कुत्रचित् ॥१३॥
त्वया धैर्येण तत्सर्वं सह्यते पुरुषेण हि । अधीरायाः स्त्रिया मे तु भृशमुद्विजतेऽन्तरम् ॥१४॥
बिभेमि नाथ दारिद्र्यात्सतीधर्मविरोधिनः । यत्सत्त्वेऽन्नादिकामा स्त्री धर्मभ्रष्टा विनश्यति ॥१५॥
अनेकशास्त्रनिष्णातः सर्वज्ञो वर्तते भवान् । अत एतत्कष्टमुक्त्यै साधनं किञ्चिदुह्यताम् ॥१६॥
विपत्कालेऽतिमहि प्राप्तेऽप्यस्मिन्यथा पुरा । स्थितिः स्वस्थतया स्वामिंस्तवाश्चर्यावहास्ति नः ॥१७॥
इति पत्न्या मृदु प्रोक्तः स धर्मः सर्ववित्प्रभुः । प्रीणयंस्तामुवाचेदं क्लिश्यन्तीं बहुधाऽऽपदा ॥१८॥
कल्याणि श्रृणु मद्वाक्यं यद्ब्रुवे शास्त्रसम्मतम् । धैर्येण तीर्यते नूनमापदब्धिर्मनीषिभिः ॥१९॥

---

''અહો ! દૈવગતિ વિચિત્ર છે. હે સ્વામિન્ ! અપકાર કરનારના ઉપર ક્યારેય પણ અપકાર નહિ કરનારા એવા તમારી પણ આવી દુઃખમય અવસ્થા છે. (૧૦) શત્રુઓએ કરેલો કોઈપણ પ્રકારના કારણ વગર મોટો ઉપદ્રવ થયો છે જે ઉપદ્રવથી સમગ્ર ઘરનાં ઉપકરણો સાથે જીવિકા વૃત્તિ પણ હરાઈ ગયેલી છે. (૧૧) અન્નાર્થીઓ તો અવારનવાર ઘણા આવે છે અને અન્ન તો ઘરમાં બિલકુલ નથી. આપણે તો ભૂખ સહન કરી લઈશું પરંતુ ઘેર આવતા અતિથિઓને શું કહીશું ? (૧૨) આપણને તો બીજા કે ત્રીજા દિવસે ભોજન મળે છે. તે પણ ક્યારેક અન્ન મળે છે, ક્યારેક ફળ મળે છે, ક્યારેક કંદ મળે છે તો ક્યારેક શાક મળે છે. (૧૩) તેથી પુરુષ એવા તમારાથી તો ધૈર્યથી આ બધું દુઃખ સહન કરી લેવાય છે પરંતુ ધૈર્ય રહિત અને અબળા એવી મારો અંતરાત્મા ખૂબ જ ઉદ્વેગ પામે છે. (૧૪) હે નાથ ! સતીધર્મ વિરોધી દરિદ્રતાથી હું ભય પામું છું કેમકે દરિદ્રપણામાં અન્નાદિની કામનાવાળી સ્ત્રી (પતિવ્રતા) ધર્મથી ભ્રષ્ટ થાય છે. (૧૫) હે સ્વામિન્ ! આપ તો અનેક શાસ્ત્રમાં પારંગત છો. તેથી સર્વ ઉપાયોને જાણનારા છો. આથી આ કષ્ટની નિવૃત્તિ માટે કંઈક સાધન કરવું હોય તે વિચારો. (૧૬) હે સ્વામિન્ ! આવડી મોટી આપત્તિ સમયે કષ્ટ પ્રાપ્તિ થતાં પણ અગાઉની પેઠે તમારી જે સ્વસ્થપણાની સ્થિતિ છે તે અમો સર્વને આશ્ચર્ય ઉપજાવનારી થાય છે.'' (૧૭) આ પ્રમાણે પત્નીએ કોમળપણે કહેલા, સર્વ ઉપાયને જાણનારા અને સર્વ ઉપાય કરવામાં સમર્થ તે ધર્મદેવ આપત્તિથી બહુ પ્રકારે કલેશ પામતા ભક્તિને રાજી કરતા થકા કહેવા લાગ્યા : (૧૮) ''હે કલ્યાણી ! શાસ્ત્રસંમત મારું જે વાક્ય કહું તે તમે સાંભળો. વિપત્તિરૂપ સમુદ્રને બુદ્ધિશાળી પુરુષો ધૈર્યરૂપી નાવથી તરી જાય છે. (૧૯)

प्रारब्धकर्माधीनोऽस्ति देहोऽयं सर्वदेहिनाम् । प्राप्यते यत्सुखं दुःखं तद्धि तस्यानुसारतः ॥२०॥
प्रारब्धोपस्थितं दुःखमस्माभिः प्राप्तमस्ति हि । निमित्तमात्रता तत्र सपत्नादेस्तु कीर्त्यति ॥२१॥
भोगं विना न प्रारब्धां कर्मोपायैः स्वनुष्ठितैः । कस्यापि क्षीयते नूनमिति भद्रेऽस्ति निश्चयः ॥२२॥
दुष्टप्रारब्धजनितं कृच्छ्रं भूरितरं सति । देवैर्नृपादिभिः पूर्वैः समर्थैरप्यभुज्यत ॥२३॥
त्रैलोक्यस्याप्यधिपतिः शच्या सह पुरन्दरः । प्राप कष्टं महद्भद्रे वृत्राद्यरिकृतं पुरा ॥२४॥
पुण्यश्लोकस्तथा राजा निषधानामधीश्वरः । दमयन्त्या स्त्रिया साकं प्राप भूर्यरिपीडनम् ॥२५॥
वसिष्ठर्षिररुंधत्या सह ब्रह्मविदां वरः । शात्रवं बहुधा दुःखं विधितुल्योऽपि लब्धवान् ॥२६॥
एवं समर्थैर्बहुभिरपि प्रारब्धलम्भितम् । कष्टं धैर्येणैव सोढं तथा नः सह्यमेव, तत् ॥२७॥
पत्युरित्थ वचो भक्तिः श्रुत्वाखिन्नान्तरा नृप । अपश्यंती स्वदुःखान्तं गतधैर्या रुरोद हि ॥२८॥
तां सान्त्वयन् पुनर्द्धर्मः प्रोवाच मधुरं वचः । खेदं मा कुरु भद्रे त्वं कस्याप्यापन्न सर्वदा ॥२९॥
कर्मणो दुर्निवार्यत्वात्प्रारब्धस्य पुनः पुनः । हतोद्यमा अपि प्रायो धीरा नोद्योगमुज्जहुः ॥३०॥

---

આ દેહ પ્રારબ્ધકર્મને આધીન છે તેથી સર્વ દેહધારીઓને જે સુખદુઃખ પ્રાપ્ત થાય છે તે પ્રારબ્ધકર્મને અનુસારે જ થાય છે. (૨૦) આથી આપણને દુઃખ પ્રાપ્ત થયું છે તે પ્રારબ્ધકર્મથી જ થયું છે. તે દુઃખપ્રાપ્તિમાં શત્રુ વગેરે તો નિમિત્તમાત્ર છે. (૨૧) હે ભદ્રે ! પોતાનામાં રહેલા પ્રારબ્ધકર્મ ભોગવ્યા વગર સારા સારા ઉપાયો કરવાથી નષ્ટ થતું નથી એ નિશ્ચય વાત છે. (૨૨) હે સતિ ! પૂર્વે સમર્થ દેવો, રાજાઓ વગેરેએ દુષ્ટ પ્રારબ્ધથી ઉદ્ભવેલું અત્યંત કષ્ટ ભોગવેલું છે. (૨૩) હે ભદ્રે ! ત્રિલોકીનો અધિપતિ ઇન્દ્ર પૂર્વે પોતાની પત્નીની સાથે વૃત્રાસુરે કરેલા મહાકષ્ટને પામ્યો હતો. (૨૪) તે જ રીતે પવિત્ર કીર્તિવાળો નિષધ દેશનો અધિપતિ નળ રાજા દમયંતી પત્ની સાથે શત્રુએ કરેલી ઘણી પીડા પામ્યો હતો. (૨૫) બ્રહ્મવિદ્ જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ મુનિ બ્રહ્માતુલ્ય હોવા છતાં પત્ની અરુન્ધતી સાથે બહુ પ્રકારે શત્રુએ કરેલા કષ્ટને પામ્યા હતા. (૨૬) તે જ પ્રમાણે સમર્થ એવા અન્ય જનોએ પણ પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલું કષ્ટ ધીરજપૂર્વક સહન કરેલું છે. તે જ પ્રમાણે આપણે પણ તે સહન જ કરવું જોઈએ.'' (૨૭) હે રાજન્ ! આ પ્રકારે પતિ ધર્મદેવનું વચન સાંભળી ખિન્ન અંતઃકરણવાળાં ભક્તિ પોતાના દુઃખનો પાર ન જોતાં ધૈર્ય વગરનાં થઈ રડવા લાગ્યાં. (૨૮) પછી તેને સાંત્વન આપતાં ધર્મદેવ ફરીથી મધુર વચન બોલવા લાગ્યાં કે હે કલ્યાણી ! તમે ખેદ ન કરો. કોઈને પણ આપત્તિ હંમેશાં રહેતી નથી. (૨૯) તેથી પ્રારબ્ધ કર્મ દુર્નિવાર્ય હોવાથી ધીર પુરુષો વારંવાર ઉપાય નાશ પામવા છતાં ઘણું કરીને ઉદ્યમનો ત્યાગ કરતા નથી. (૩૦)

अहं तथैव त्वत्प्रीत्यै साधनं कष्टनाशनम् । यत्किञ्चनापि कर्तास्मि चिन्तां मनसि मा कृथाः ॥३१॥
इत्याश्वास्य स्वपत्नीं तां धर्मः कष्टविनाशनम् । कमुपायमहं कुर्यामिति वै व्यचिचिंतत ॥३२॥
हनूमान्कुलदेवोऽस्ति सर्वकष्टविभञ्जनः । स एवाऽत्राऽऽराध्य इति निश्चिकाय वृषस्ततः ॥३३॥
क्षेत्रं पुण्यमयोध्याख्यं जपसिद्धिप्रदं द्रुतम् । एत्य तत्र कृतावासस्तदाराधनमाचरत् ॥३४॥
अज्ञातेहोऽसुरगणैर्हनुममन्दिरेऽन्वहम् । गत्वा सम्पूज्य तन्मंत्रात्मकं स्तोत्रं पपाठ सः ॥३५॥

॥ हनुमतस्तुति ॥

नमस्ते आञ्जनेयाय वायुपुत्राय धीमते । रामदूताय महते सुग्रीवसचिवाय च ॥३६॥
नमोऽस्तु ते महावीर, महाबलपराक्रम । वैरिभीषणरूपाय, रावण त्रासदायिने ॥३७॥
नमो हरावताराय, शिलावृक्षायुधाय च । रक्षःसैन्यविमर्दाय, नमस्तुभ्यं यशस्विने ॥३८॥
नमो हनुमते तुभ्यं, लङ्कानगरदाहिने । दशग्रीवसुतघ्नाय, सीताशोकविनाशिने ॥३९॥
नमोऽस्तु ते महायोगिन्सदा शुद्धान्तरात्मने । सीतारामातिहृद्याय नमस्ते चिरजीविने ॥४०॥
नमः कपीन्द्र ते नित्यं सर्वरोगविनाशिने । भूतप्रेतपिशाचादिभयविद्रावणाभिघ ॥४१॥

---

તેવી જ રીતે હું પણ તમારી પ્રસન્નતા માટે કષ્ટને નાશ કરનારા સાધનને જરૂર કરીશ. તેથી તમે મનમાં ચિંતા ન કરો.'' (૩૧) આ પ્રમાણે તે ધર્મદેવ પોતાની પત્નીને આશ્વાસન આપીને 'હું કષ્ટ નાશ કરવાને શો ઉપાય કરું' એમ ચિંતવન કરવા લાગ્યા. (૩૨) પછી સર્વ કષ્ટને નાશ કરનાર, અંજનિપુત્ર હનુમાનજી અમારા કુળદેવ છે માટે આ આપત્તિકાળમાં તો હનુમાનની જ આરાધના કરવી યોગ્ય છે એમ ધર્મદેવ નિશ્ચય કરતા હતા. (૩૩) જપના ફળને જલદી આપનાર, પવિત્ર અયોધ્યા નામના ક્ષેત્રમાં આવી ત્યાં નિવાસ કરીને હનુમાનજીની આરાધના કરવા લાગ્યા. (૩૪) તે ધર્મદેવ અસુર સમૂહોથી અજ્ઞાતપણે પ્રતિદિન હનુમાનજીના મંદિરે જઈ પૂજન કરી તેમના મંત્રાત્મક સ્તોત્રનો પાઠ કરતા હતા. (૩૫) અંજનિના પુત્ર, વાયુપુત્ર, બુદ્ધિશાળી, રામચંદ્રજીના મહાન સેવક અને સુગ્રીવના મંત્રી એવા હે હનુમાનજી તમને મારા નમસ્કાર હો. (૩૬) હે મહાવીર, હે મહાબળ તથા પરાક્રમવાળા, શત્રુઓ માટે ભયંકર આકૃતિવાળા અને રાવણને ત્રાસ આપનારા હે હનુમાન તમને મારા નમસ્કાર હો. (૩૭) તથા રુદ્રાવતારથી પ્રસિદ્ધ, શિલાઓ તથા વૃક્ષોના આયુધોવાળા, રાક્ષસોના સૈન્યને વિમર્દન કરનારા મહાયશસ્વી એવા તમને નમસ્કાર હો. (૩૮) લંકાનગરીને બાળનારા, રાવણપુત્ર ઈન્દ્રજીતને મારનારા, સીતાજીના શોકનો વિનાશ કરનારા એવા હે હનુમાન ! તમને મારા નમસ્કાર હો. (૩૯) હે મહાયોગિન્ ! હંમેશાં શુદ્ધ અંતઃકરણવાળા, જેમને સીતા સહિત રામચંદ્રજી પ્રિય છે તેવા તથા ચિરંજીવી એવા તમને નમસ્કાર હો. (૪૦) હે ભૂતપ્રેત પિશાચ આદિના ભયને તોડનારા, હે કપિરાજ હનુમન્ ! સર્વ રોગોના વિનાશ કરનારા એવા તમને નિત્ય નમસ્કાર હો. (૪૧)

नमस्तुभ्यं रामभद्रपुरुप्रेष्ठाय भूयसे । नमोऽतिस्थूलरूपाय सूक्ष्मरूपधराय च ॥४२॥
नमोऽखिलभयघ्नाय निर्भयाय महात्मने । बालार्कद्युतिदेहय मुष्टिप्रहरणाय ते ॥४३॥
नमो लङ्केश्वरोद्यानभङ्गवित्रासितास्रप । रामनामानुरक्ताय लक्ष्मणप्राणदाय ते ॥४४॥
नमस्ते विश्ववन्द्याय विजयाय वरीयसे । भक्तसंकष्टसंहर्त्रे धर्मनिष्ठाय जिष्णवे ॥४५॥
नमो नैष्ठिकवर्याय विजनारण्यवसिने । भक्ताभीष्टप्रदात्रे ते पाण्डवप्रियकारिणे ॥४६॥
नमो धर्मारिनाशय विमलायास्तु भास्वते । नित्यं रामायणकथा श्रवणोत्सुकचेतसे ॥४७॥
नमो धार्मिकसेव्याय ब्रह्मण्याय सुराचित । तुभ्यं बृह्दव्रप्रेष्ठ सर्वपापापहारिणे ॥४८॥
नमो दारिद्र्यदुःखघ्न मारुते बन्धखण्डन । सुखदाय शरण्याय नमस्ते ऋषिवृत्तये ॥४९॥
नमो वरद ते नित्यं रामध्यानाद्यनाकुल । सुखाराध्य दुराराध्य नमस्ते दिव्यरूपिणे ॥५०॥
नमोऽर्कपूज्यहाराय तुभ्यं मामभयं कुरु । दर्शनं देहि साक्षात्ते नमस्ते सर्वदर्शिनि ॥५१॥

---

શ્રી રામચંદ્રજીને અતિ પ્રિય એવા આપને નમસ્કાર હો. અતિ સ્થૂળરૂપવાળા તથા ક્યારેક અતિ સૂક્ષ્મરૂપ ધારણ કરનારા એવા આપને નમસ્કાર હો. (૪૨) આશ્રિતોના સમગ્ર ભયને તોડનારા, સ્વયં ભયરહિત, મહાબુદ્ધિશાળી તથા બાળસૂર્યની માફક કાંતિયુક્ત દેહવાળા અને મુષ્ટિરૂપી આયુધવાળા તમને નમસ્કાર હો. (૪૩) રાવણની વાટિકાનો ધ્વંસ કરીને રાક્ષસોને ત્રાસ પમાડનારા, રામનામમાં પ્રીતિવાળા અને લક્ષ્મણજીને પ્રાણદાન આપનારા તમને નમસ્કાર હો. (૪૪) સર્વ જનોએ વંદન કરવા યોગ્ય, વિશેષપણે જયવાળા, શ્રેષ્ઠ અને ભક્તના સંકટને હરનારા, ધર્મમાં નિષ્ઠાવાળા અને જીતવાના સ્વભાવવાળા આપને નમસ્કાર હો. (૪૫) નૈષ્ઠિક વ્રતધારીઓમાં શ્રેષ્ઠ, જનરહિત અરણ્યમાં નિવાસ કરનારા, ભક્તોને ઇચ્છિત ફળ આપનારા અને પાંડવોનું પ્રિય કરનારા એવા તમને નમસ્કાર હો. (૪૬) ધર્મના શત્રુનો નાશ કરનારા, દોષેરહિત, તેજસ્વી, નિત્ય રામાયણકથા સાંભળવામાં ઉત્સુક મનવાળા એવા તમને નમસ્કાર હો. (૪૭) ધાર્મિક જનોએ સેવવા યોગ્ય, દેવોએ પૂજન કરાયેલા, નૈષ્ઠિકવ્રતમાં પ્રીતિવાળા, સર્વ પાપોને નાશ કરનારા, બ્રાહ્મણોનું હિત કરનારા એવા તમોને નમસ્કાર હો. (૪૮) હે દારિદ્રપણાના દુઃખને નાશ કરનારા, હે મારુતે ! પોતાના ભક્તોના બંધનને તોડનારા, સુખ આપનારા અને શરણાગત રક્ષક તથા ઋષિ સમાન આચરણવાળા તમને નમસ્કાર હો. (૪૯) હે વરદાતા ! હે રામ ધ્યાનાદિમાં એકાગ્ર ચિત્તવાળા, હે સજ્જનોથી સુખપૂર્વક આરાધન કરવા યોગ્ય અને દુર્જનોથી આરાધના કરવા માટે અશક્ય, દિવ્ય રૂપવાળા એવા તમને નમસ્કાર હો. (૫૦) આકડાનાં પુષ્પોની માળાવાળા આપને નમસ્કાર હો. તમે મને ભયરહિત કરો. તમે તમારું સાક્ષાત્ દર્શન મને આપો. સુંદર આકૃતિમાન્ સર્વને દર્શન આપનારા એવા તમને નમસ્કાર હો. (૫૧)

पद्यात्पद्यादथैतस्य गृहीत्वैकैकमक्षरम् अनुक्रमेण रचितं कार्यसिद्धिकरं परम् ।
स्वाहा फडन्तमजपत्मन्त्रं स च यथाविधि ॥५२॥
जपान्ते प्रत्यहं स्तोत्रं बद्धाञ्जलिरिदं नृप । एककेन पदा तिष्ठन्पुरतस्तस्य सोऽपठत् ॥५३॥
नीतिप्रवीण निगमागमशास्त्रबुद्धे राधिराजरघुनायक मन्त्रिवर्य ।
सिन्दूर चर्चितकलेवर नैष्ठिकेन्द्र श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥५४॥
सीतापहारजरधूत्तमभूरिकष्टप्रोत्सारणैककसहाय हतास्रपौघ ।
निर्दग्धयातुपतिहाटकराजधाने श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥५५॥
दुर्वार्यरावणिविसर्ज्जितशक्तिघातकण्ठासुलक्ष्मणसुखाहृतजीववल्ले ।
द्रोणाचलानयननन्दितरामपक्ष श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥५६॥
रामा गमोक्तितरितारितबन्ध्वयोगदुःखाब्धिमग्नभरतार्पितपारिबर्ह ।
रामाङ्घ्रिपद्ममधुपीभवदन्तरात्मन् श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥५७॥

---

તે સ્તોત્રના પાઠ પછી તે ધર્મદેવ દરેક શ્લોકના અનુક્રમથી એકેક અક્ષર ગ્રહણ કરીને રચેલા અને સકળ મનોરથના ફળને આપનારા 'ફટ્ સ્વાહા' છે અંતમાં જેને એવા સર્વોત્તમ મંત્રનો યથાવિધિ જપ કરતા હતા. (૫૨) (ૐ નમો હનુમતે ભય ભંજનાય સુખં કુરુ ફટ્ સ્વાહા) હે રાજન્ ! મંત્રના જપને અંતે પ્રતિદિન તે ધર્મદેવ બને હાથ જોડી એક પગે ઊભા રહીને તેમની આગળ સ્તોત્રનો પાઠ કરતા હતા. (૫૩) હે રાજનીતિમાં પ્રવીણ, વેદ-આગમ અને શાસ્ત્રોમાં ઉત્કૃષ્ઠ બુદ્ધિવાળા, રાજાધિરાજ શ્રીરામચંદ્રજીના મંત્રીઓમાં શ્રેષ્ઠ, સિંદૂરથી લેપાયમાન શરીરવાળા, બ્રહ્મચારીઓમાં શ્રેષ્ઠ, એવા ભગવાન શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૪) રાવણે સીતાજીના કરેલા અપહરણથી શ્રીરામચંદ્રજીને થયેલા ભારે દુઃખને નિવારવામાં એકમાત્ર મુખ્ય સહાય કરનારા, રાક્ષસોના સમૂહને હણનારા, રાવણની રાજધાની લંકાનગરીને બાળનારા એવા શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૫) જેનો પ્રતિકાર કરવાનું ખૂબ મુશ્કેલ છે એવી રાવણે છોડેલી શક્તિના પ્રહારથી, લક્ષ્મણજીના પ્રાણ કંઠે આવી ગયા હતા; એવા લક્ષ્મણજીના સુખ માટે સંજીવની ઔષધી લાવનારા અને દ્રોણાચલ નામના પર્વતને ઉપાડી લાવીને જેમણે રામપક્ષના સૌને ખૂબ આનંદિત કર્યા હતા એવા શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૬) રામચંદ્રજીના વિયોગરૂપી દુઃખસાગરમાં ડૂબેલા ભરતજીને ભગવાન અયોધ્યા પાછા આવી રહ્યા છે એવા સંદેશારૂપી નૌકા આપીને દુઃખ દૂર કરનારા, અને ભરતે જેમને ભારે પુરસ્કાર આપેલો છે તેવા અને જેમનું ચિત્ત ભગવાન રામના ચરણકમળમાં ભમરાની પેઠે સદા આસક્ત રહે છે એવા શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૭)

वातात्मकेसरिमहाकपिरादतदीय-भार्याञ्जनीपुरुतपःफलपुत्र भाव ।
तार्क्ष्योपमोतिचतवपुर्बलतीव्रवेग श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥५८॥
नानाभिचारिकविसृष्टसवीरकृत्या- विद्रावणारुणसमीक्षण दुःप्रधर्ष्य ।
रोगघ्नसत्सुतदवित्तदमन्त्रजाप श्री रामदूत हनुम् हर सङ्कटं मे ॥५९॥
यन्नामधेयपदकश्रुतिमात्रतोऽपि ये ब्रह्मराक्षसपिशचगणाश्च भूताः ।
ते मारिकाश्च सभयं ह्यपयान्ति स त्वं श्री रामदूत हनुमन् हर संङ्कटं मे ॥६०॥
त्वं भक्तमानससमिच्छितपूर्तिशक्तो रङ्कस्य दुर्मदसपत्नभयार्तिभाजः ।
इष्टं ममापि परिपूरय पूर्णकाम श्री रामदूत हनुमन् हर सङ्कटं मे ॥६१॥

हनुमत्स्तुति समाप्ता ।

इत्यनेन स तुष्टाव सर्वसङ्कष्टहारिणा । स्तोत्रेण मारुतिं धर्मः प्रत्यहं नियतव्रतः ॥६२॥
फलकन्दाशनः क्वापि शाकमात्राशनः क्वचित् । जलाहारो निराहारः सोऽवर्तत सह स्त्रिया ॥६३॥
तस्मै द्वितीयमासान्ते स्वप्नमागतोय मारुतिः । साक्षातोस्वदर्शनं प्रादात्प्रीतात्मेत्थमुवाच च ॥६४॥

---

વાયુના અવતારરૂપ કેસરી નામના મહાકપિરાજ તથા તેમનાં પત્ની અંજનિ એ બંનેના વિશાળ તપના ફળસ્વરૂપે પુત્રરૂપે પ્રગટ થયેલા એવા, અને શરીરબળ અને વેગની તીવ્રતામાં ગરુડની ઉપમા આપી શકાય એવા રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૮) મંત્રાભિચાર કરનાર માણસોએ પ્રેરેલા વીર અને કૃત્યાઓને ક્રોધથી લાલ થયેલાં નેત્રોની દૃષ્ટિમાત્રથી જ નસાડી મૂકનારા, જેમની સામે નજર માંડી શકાય નહિ એવી ઉગ્ર તેજસ્વી દૃષ્ટિવાળા, અને રોગ વિનાશક, ઉત્તમ પુત્રદાતા અને ધનદાતા છે મંત્રજપ જેમનો એવા શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો. (૫૯) તમારા નામના અલ્પપદ શ્રવણમાત્રથી પણ જે બ્રહ્મરાક્ષસ, પિશાચ ગણો, ભૂત, અને મારિકાઓ તે બધા ભયભીત થઈને દૂર નાસી જાય છે એવા શ્રી રામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા સંકટનું નિવારણ કરો. (૬૦) હે પૂર્ણકામ ! તમો ભક્તોના મનોરથો પૂર્ણ કરવામાં શક્તિમાન છો. તેથી મદોન્મત્ત શત્રુઓના ભયથી પીડા પામીને દીન બની ગયેલ મારું મનોવાંછિત પૂર્ણ કરો. શ્રીરામચંદ્રજીના દૂત હે હનુમાનજી ! મારા કષ્ટનું નિવારણ કરો.'' (૬૧) હે રાજન્ ! આ પ્રમાણે તે (ધર્મદેવ) નિયમિત વ્રતવાળા થઈ સમગ્ર સંકટને હરનારા આ સ્તોત્રવડે હનુમાનજીની સ્તુતિ કરતા હતા. (૬૨) તે ધર્મદેવ પત્નીએ સહિત કોઈક સમયે ફળ અને કંદનું જ ભક્ષણ કરતા, કોઈક સમયે માત્ર શાક તો કોઈ સમયે કેવળ જલાહાર તો કોઈ વખત નિરાહાર રહેતા હતા. (૬૩) (પુરશ્ચરણ પ્રારંભમાં દિવસથી) બીજા માસના અંતે હનુમાનજીએ સ્વપ્નમાં આવી ધર્મદેવને સાક્ષાત્ દર્શન આપ્યા અને પ્રસન્ન ચિત્તવાળા **હનુમાનજી બોલ્યા :** (૬૪)

धर्म तुभ्यं प्रसन्नोऽस्मि कष्टात्त्वं मोक्ष्यसे द्रुतम् । याहि वृन्दावनं तत्र लब्धा प्राङ्मित्रसङ्गमम् ॥६५॥
तत्र तैः सह सङ्गत्य स्वसमानासुरार्दनैः । मरीचिप्रमुखैर्विष्णुयागं कुर्याद्विजोत्तम ॥६६॥
इत्युक्त्वान्तर्धिमापेदे मारुतिः सोऽथ हर्षितः । जजागार हि तत्स्वाप्नं वृत्तं तथ्यममन्यत ॥६७॥
समाप्य स व्रतं प्रातः पुत्रं मातुलवेश्मनि । विन्यस्य भार्यया साकं वनं वृन्दावनं ययौ ॥६८॥
असुरानुगतेर्भीतौ प्रच्छन्नं निर्गतौ गृहात् । असहायावपाथेयौ चेलतुः सभयं पथि ॥६९॥
स्थूलस्यूतजरद्वस्त्रौ कृशाङ्गौ मधुभाषिणौ । पितरौ तौ च जगतां नैमिषारण्यमीयतुः ॥७०॥
दशमेऽहनि सम्प्राप्तौ क्षेत्रं तत्तत्र तैर्थिकम् । विधिं विदधतुः शक्त्या भूपतौ धैर्यशालिनौ ॥७१॥
स्मरन्तौहृदि तै कृष्णं वृन्दावनविहारिणम् । अयाचितव्रतौ नित्यं ततो व्रजमुपेयतुः ॥७२॥
पुष्पदोलोत्सवं द्रष्टुं व्रजतां सङ्घशो नृणाम् । पथि सङ्गं न चक्राते तद्गतासुरङ्कया ॥७३॥
मासेनैकेन शनकैर्व्रजन् धर्मः सह स्त्रिया । पुण्यं वृन्दावनं प्राप दोलोत्सवदिने नृप ॥७४॥

---

"હે ધર્મ ! હું તમારા પર પ્રસન્ન થયો છું. તમો તત્કાળ દુઃખથી મુક્ત થશો. તમો વૃંદાવનમાં જાઓ. ત્યાં પૂર્વજન્મના મિત્રોનો સમાગમ પામશો. (૬૫) હે દ્વિજોત્તમ ! ત્યાં (વૃંદાવનમાં) સ્વસમાન અસુરોથી પીડા પામેલા મરીચિ આદિ મિત્રો સાથે મળીને તમો વિષ્ણુયાગ કરો." (૬૬) આ પ્રમાણે કહી મારુતિ અંતર્ધાન થઈ ગયા. પછી હર્ષિત થઈ ગયે ધર્મદેવ જાગૃત થયા અને સ્વપ્નમાં ઘટેલી ઘટનાને સત્ય માનવા લાગ્યા. (૬૭) પ્રાતઃકાળમાં તે ધર્મદેવ વ્રતની સમાપ્તિ કરીને પુત્રને મામાને ઘેર મૂકી ભાર્યાની સાથે વૃંદાવન જવા નીકળ્યા. (૬૮) અસુરો પાછળ પડશે એમ ભય પામેલા તેથી ઘેરથી ગુપ્તપણે નીકળેલા અને માર્ગમાં સહાય તથા ભાતા વગરના બંને ભયપૂર્વક ચાલતા હતા. (૬૯) જાડા અને સાંધેલા વસ્ત્રોવાળાં, કૃશ શરીરવાળાં, મધુર વાણીવાળાં, જગતનાં માતાપિતા એવાં ધર્મ-ભક્તિ નૈમિષારણ્ય ક્ષેત્ર તરફ જતાં હતાં. (૭૦) હે રાજન્ ! ધૈર્યવાળાં તે ધર્મ ભક્તિ દશમા દિવસે નૈમિષારણ્ય પહોંચ્યા. ત્યાં શક્તિ અનુસાર તીર્થવિધિ કરતા હતા. (૭૧) વૃંદાવનવિહારી શ્રી કૃષ્ણનું હૃદયમાં ચિંતવન કરતા અને અયાચકવ્રતવાળા તેઓ બંને વ્રજભૂમિમાં પહોંચ્યા. (૭૨) હે રાજન્ ! ભગવાનના ફૂલડોળના ઉત્સવના દર્શન કરવા જતા મનુષ્યોના સમુદાયોનો સંગ પણ તે સંઘમાં રહેલ અસુરોની શંકાથી તેઓ માર્ગમાં કરતા નહોતા. (૭૩) હે રાજન્ ! ધર્મ પોતાની પત્ની ભક્તિ સાથે ધીમે ધીમે ચાલતા એક મહિને દોલોત્સવના દિવસે પવિત્ર વૃંદાવનમાં પહોંચ્યા. (૭૪)

देशान्तरीय जन सङ्घसमर्च्यमानं गोवर्धने कुसुमदोलगतं स कृष्णम् ।
संपूज्य वीक्ष्य च तदीयविचित्रशोभां चक्रे प्रदक्षिणममुं विधिनैव धर्मः ॥७५॥

इति श्री सत्संगिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे प्रथम प्रकरणे
भक्तिधर्मयोर्वृंदावनागमननामा सप्तदशोऽध्यायः ॥१७॥

---

દેશાંતરથી આવતા જનસમૂહોએ પૂજા કરાતા, ગોવર્ધન પર્વતમાં પુષ્પમય હિંડોળામાં બિરાજમાન, અર્ચાસ્વરૂપ શ્રી બાલકૃષ્ણને જોઈ ધર્મદેવે તેમની પૂજા કરી અને ગોવર્ધન પર્વતની વિચિત્ર શોભા જોઈ વિધિપૂર્વક તે ગોવર્ધનની પ્રદક્ષિણા કરી. (૭૫)

ઈતિશ્રી સત્સંગિજીવનમાં નારાયણચરિત્રમાં ધર્મશાસ્ત્રમાં પ્રથમ પ્રકરણમાં ભક્તિધર્મનું વૃંદાવનમાં આગમન નામે સત્તરમો અધ્યાય થયો. ॥૧૭॥

## ॥ अथ अष्टादशोऽध्यायः ॥

सुव्रत उवाच ।

पुष्पदोलोत्सवं द्रष्टुं जनास्तत्र सहस्रशः । देशान्तरेभ्य आयाता आसन्भूप सयोषितः ॥१॥

शापाद्दुर्वाससो भूमौ ये जाता मुनयो नृषु । भ्रमन्तस्तेऽपि तत्राऽऽयन्नऽसुरैर्बहुधार्दिताः ॥२॥

प्राप्ता जातिस्मृतिं कृष्णेच्छया ज्ञातपरस्पराः । जनैरज्ञाततत्त्वास्ते दैवादेकत्र सङ्गताः ॥३॥

गिरेः प्रदक्षिणां कुर्वंस्तान् परिक्रामतः पथि । लक्षणैर्बुबुधे धर्मस्ते च तं मानुषाकृतिम् ॥४॥

परस्परं मिलित्वा ते स्वस्ववृत्तांतमादितः । कथयामासुरखिलं कष्टं चासुरयूथजम् ॥५॥

द्विजकृच्छ्रं वृषः श्रुत्वा वृषकृच्छ्रं द्विजास्तदा । अव्यथन्ताऽय मुनयो धर्मं प्राहुरिदं वचः ॥६॥

रौद्रं रौद्रस्य शापेन कृच्छ्रमाप्तमिहासुरम् । अस्माभिरथ तस्यान्तस्तदुक्तो द्रक्ष्यते कदा ॥७॥

धर्मस्तानाह तद्वाक्यं नान्यथा भविता द्विजाः । अतो धैर्येण सोढव्यं कृच्छ्रं कृष्णेक्षणावधि ॥८॥

---

## અધ્યાય-૧૮

**સુવ્રતમુનિ બોલ્યા :**

હે રાજન્ ! ત્યાં પુષ્પદોલોત્સવ જોવા માટે દેશાંતરોથી સ્ત્રીઓ સહિત હજારો માણસો આવ્યા હતા. (૧) દુર્વાસાના શાપથી જે મુનિઓ પૃથ્વી ઉપર મનુષ્યોમાં ઉત્પન્ન થયેલા તેઓ અસુરો થકી ઘણા પ્રકારે પીડા પામેલા, જ્યાં ત્યાં ભમતા ભમતા, વૃંદાવનમાં આવ્યા. (૨) શ્રીકૃષ્ણની ઇચ્છાથી પૂર્વજન્મની સ્મૃતિ પામેલા માટે જ પરસ્પરને જાણી ગયેલા, અને લોકોએ જેમના સ્વરૂપને જાણ્યું નથી એવા દૈવ ઇચ્છાથી એક જ સ્થળે (વૃંદાવનમાં) ભેગા થયેલા હતા. (૩) પછી ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા કરતા તે ધર્મદેવે પરિક્રમા કરતા મુનિઓને માર્ગમાં મળીને અસાધારણ લક્ષણો વડે આ મુનિઓ છે તેમ જાણ્યું. મનુષ્યદેહધારી મુનિઓએ આ ધર્મદેવ છે એમ જાણ્યું. (૪) તે બધાં પરસ્પર મળીને પોતપોતાના જન્મથી આરંભીને પોતપોતાનું સમગ્ર વૃત્તાંત કહેવા લાગ્યા અને અસુર સમૂહથી થયેલ કષ્ટને કહેવા લાગ્યા. (૫) તે સમયે ધર્મદેવે બ્રાહ્મણોનું કષ્ટ સાંભળીને, બ્રાહ્મણોએ ધર્મદેવનું કષ્ટ સાંભળીને પરસ્પર દુઃખી થઈ ગયા. પછી મુનિઓ ધર્મ પ્રત્યે આ વચન બોલ્યા. (૬) આ લોકમાં આપણે બધાએ રૂદ્રાંશ દુર્વાસામુનિના શાપથી અસુરોથી ઘોર દુઃખ પ્રાપ્ત કર્યું. હવે તે દુઃખનો દુર્વાસાએ કહેલો અંત ક્યારે જોઈશું ? (૭) ધર્મદેવ ઋષિઓ પ્રત્યે બોલ્યા : હે દ્વિજો ! તે મુનિનું વાક્ય મિથ્યા નહિ થાય. તેથી ધીરજ રાખી ભગવાનનાં દર્શન થાય ત્યાં સુધી આપણે દુઃખ સહન કરવું પડશે. (૮)

